# चंद्रसेन अने चंद्रकळानुं आख्यान.

[ रसथी भरपुर एक वार्ता ]

રચીને પ્રસિદ્ધ કરનાર.

ઠકર. સુંદરજી પુંજાભાઇ

રહીશ રાજકોટ હાલ ધ્રાંગધરા

નડીયાદ સત્યસાગર પ્રેસ.

સંવત ૧૯૪૫ સન ૧૮૮૯



કિમ્મત આઠ આના.

# ઉપોદ્દ્ઘાત.

વિદ્યા વિલાસી વિદ્વજનોને વિનય વાણીવડે વિનંતી કરવાની કે શ્રોત્રહારી માધુર્યમય મનોહર શબ્દના સમુહ રૂપ, સાનંદાશ્ચર્ય પમાડનાર, રમણ્ય ચંદ્રસેનને ચંદ્રકળાનું આખ્યાન, આપ આર્ય મિત્રોની સેવામાં મુકતાં, શું હકિકત છે ? તે જણાવવું જોઈએ, જેથી જણાવવાનું કે આ પુસ્તકની અંદર ચંદ્રસેન ચંદ્રકળાના સ્નેહાર્દ્ર ઉદય થયેલ પ્યાર, સર્વોત્તમ વિવાહ વર્ણન, ચંદ્રસેનનું પોતાની પ્રિયા સહવર્ત્તમાન તેના માતાપિતાદિ સગાં સબંધીઓ સાથે યાત્રાએ જવું, અને યાત્રાએથી વળતી વખતે ચંદ્રકળાનું હરણ થવાથી, ચંદ્રસેનનું તેની પાછળ જવું, અને તે સમય કર્ત્તાએ કર્મના યોગે આપેલાં કષ્ટ તથા અગાધ અકકલથી તેઓ દંપતિનું દુર્દશાથી મુક્ત થવું, વિગેરે બાબતોનો યથામતિનુંસાર ચિતાર આપેલો છે; જેથી આ લઘુ પુસ્તક એક વખત દ્રષ્ટિગોચર થવાથી, સજ્જન ગ્રહસ્થોના મનને અપૂર્વ અસર કરી, કરકમળના સ્પર્શને પાત્ર થશે. યદ્યપિ મારૂં પુસ્તક પરીહાસ ધામયોગ્ય હોય, તો પણ જેમ કમળ પત્રના સ્પર્શ વડે જળ બિંદુ મુક્તાફળ દ્યુતિને પાત્ર થાય છે, તેમજ ગુણજ્ઞ ગૃહસ્થોની દયા દ્રષ્ટિવડે મારૂં પુસ્તક મનોહર મુક્તાફળના સમાનપદ પામવા પાત્ર થાઓ, એવી જીજ્ઞાશા રાખું છું.

**શ્લોક.**

**अन्येषांविदुषांवचांसिनिमलान्याऽऽदायसारोतरा ।**
**ण्यस्मिन्यद्यपलीकरोमिकिमपिक्षंतुंसमर्थाबुधाः ॥**

नासूयन्तुलघीयसोऽसमतयायूयंगुणैरुतमा ।
नूनंवक्रविशेषनिस्पृहधियःसंतोहिलुब्धागुणैः ॥

અર્થ—સારના સમુહથી રહેલાં અન્ય વિદ્વાનોનાં પવિત્ર વચનને લઈને, આ ગ્રંથમાં જે હું કાંઈ પણ ચપળતાપણું કરૂંછું, તે બુદ્ધિવાન વિદ્વજ્જનો ક્ષમા કરવાને સમર્થ છો. હું અજ્ઞ છું, આપ સમર્થ છો, તેથી મારૂં તમારૂં સમાનપણું નથી; માટે ( લઘીયસઃ ) અલ્પ બુદ્ધિવાળો જે હું, આ પુસ્તકનો કર્તા બનુંછું, તેથી તમો મારી નિંદા કરશો નહીં; કારણ કે નિશ્ચે કરીને, ગુણ વડે કરીને, (પંડિતપણાદિ કરીને ) શ્રેષ્ટ તથા મુખના વિશેષપણા વડે કરીને જેઓ નિસ્પૃહા રહિત બુદ્ધિ છે, એવા મહતુજનો ગુણમાં લુબ્ધ રહેછે. (શ્રેષ્ટ પુરૂષો દોષ દેખાડતા નથી, ફક્ત ગુણમાંજ લોભાયલા રહેછે ) આ પુસ્તક છપાવતાં, રા. સોની લીલાધર ગોરધન તરફથી સારી મદદ મળી છે, જેથી તેઓ સાહેબનો આભાર માનુંછું.

લી. ઠકર સુંદરજી પુંજાભાઇ
ગ્રંથ કર્તા.



# अर्पण पत्रिका.

મેહેરબાન નેકનામદાર નાથાજી સાહેબ

સાહેબ ખાનજી.

મુ. અજાણા.

આપ નામદાર સાહેબ ઉછરતા ગ્રંથકારોને આશ્રય આપવા તન મનથી ચાહોછો તેમજ વિદ્વજનોની કદર જાણનારાછો, એટલુંજ નહીં પણ ઉદાર દિલવાળા અને સર્વ ગુણ સંપન્ન છો જેથી તે સઘળા સદગુણોની યાદગીરી માટે આ લઘુ પુસ્તક આપને પ્રેમ પૂર્વક અર્પણ કરૂંછું તે સ્વીકારશો.

લી. ઠકર સુંદરજી પુંજાભાઇ

ગ્રંથ કર્ત્તા.

३०५३

# चंद्रसेन अने चंद्रकळानुं आख्यान

## પ્રકરણ ૧ લું

### દોહરો.

ચરણ કમળ ચિત્ત નિત ચહું, પૂજું પ્રેમે પાય;
કરો કરૂણા ઉમયાપતિ, જયજયકાર જણાય.

જગતના પુજ્ય પિતા બ્રહ્માના કમંડળની પૂર્ણ સિદ્ધિ અને શ્રી નારાયણ ભગવાનના ચરણકમળને સ્પર્શ કરવાથી પુનિત થયેલી અને જેનો વેગ, કોઈથી સહન થઇ શકે નહિં એવી અને જેને ત્રૈલોક્યેશ્વર ત્રિપુરારીએ પૂર્ણ પ્યારથી પોતાની જટામાં ધારણ કરેલી, અને પાતકી જનોનાં પાતકને ભસ્મ કરનારી, એવી શ્રી જગત્‌જનુની ગંગાજીના કિનારા ઉપર સ્વર્ગસમાન સુશોભિત અલકાપુરી સમાન શ્રીવાન, અને કૈલાસ સરખું સદુર્ગ, વૈદ્યસ્થાન તુલ્ય વિશ્વસારવાળું અને પોતાની કાન્તીવડે, સમસ્ત ભૂમંડળના નગરોની કાન્તીને હરણ કરનારૂં, કાંચનપુર નામનું નગર હતું. તે નગરના પશ્ચિમ ભાગમાં, અત્યુત્તમ ઉપમા આપવાને લાયક, ચારે બાજુથી આરસના સરખા અને સ્વચ્છ પથ્થરોથી બાંધેલું, અને અમોઘ જળથી ભરેલું, અતિ વિસ્તારવાળું, જોનાર પુરૂષોની દ્રષ્ટિને આલ્હાદ પમાડે એવું, અને પદ્મ સમુદાયવાળું, નિલ નામનું

એક સુંદર સરોવર હતું. મરકટમણીની કાન્તી સરખા, નિર્મળ જળના તરલ તરંગો, વાયુના પ્રભાવથી પછડાતા, અતિ ગંભીર ઘોષ કરતા હતા; જેથી, પુર્વે મહામુનિ શ્રી અગસ્ત રૂષિએ, ક્રોધે કરી, સમુદ્રનું પાન કરી પાછો પ્રગટ કરેલો, તેથી તે સમુદ્ર ક્ષાર થયેલો જાણી, તેના ક્ષોભે વિધીએ જાણી, પ્રતિનિધી નિર્માણ કર્યો હોય, તેવું તે સુંદર સરોવર, સુશોભિત દેખાતું હતું. સરોવરના કિનારા ઉપર, અગણિત આમ્ર, આશોપાલ, ઇત્યાદિ વૃક્ષો વાવેલાં હતાં; જેથી ઉનાળાના દિવસોમાં લોકો સૂર્યનારાયણના ઉતાપથી અતિ અકળાયલા, તૃષાતુર થયેલા ત્યાં આવી જળપાન કરી મંદ મંદ સુગંધી સમિરની લ્હેરો લેવા વૃક્ષોની ઘટામાં બેસતા હતા; કેટલાએક શોખી સદ્‌ગૃહસ્થો સાંજ સમે હમેંશા હવા ખાવા ખાતર આવતા હતા.

આ અત્યુત્તમ સુંદર સરોવરની દક્ષીણ દિશામાં, ઈંદ્રના ઉપવન જેવો અને નંદન વનની ભ્રાંન્તી ઉત્પન્ન કરનારો, અતિ રમણીક મનોહર અને ફળ ફુલોથી ફાલેલો એક બાગ હતો, તે બાગરક્ષકો હુશિઆર હોવાથી, જાત જાતનાં વૃક્ષો પાવેલાં હતાં; રસાળ વૃક્ષની પંક્તિઓ અતિ ગાઢ હોવાથી ઇંદ્રઘટા જેવી દેખાતી હતી. રંભાવૃક્ષની પાડેલી આવલીઓ અતિ મનોહર ફળે કરી નમેલી દેખાતી હતી. ગુલાબ, મોગરો, જાઇ, જુઈ વિગેરે સુગંધી પુષ્પોની વિવિધ પ્રકારની વેલીઓ સહવર્તમાન દ્રાક્ષાદીના વેલાવાળા મનોહર મંડપો અતિ રમણીક દેખાતા હતા જેથી જાણે વનદેવતા આહિંજ આવી આશ્રમ કરી રહ્યા હોય, એમ દેખાતું હતું. કલમી આમ્ર વૃક્ષનાં પાકેલાં ફળો કુદ-

તા એવા કપિઓએ અર્ધ કરડેલાં પૃથ્વીપર પડતાં હતાં, કેટલાંએક સાગીળા વૃક્ષોનાં ઉંચાં શિખરો આકાશના અભ્ર સાથે સ્પર્શ કરતાં હોય એમ મનને ભ્રાન્તી થતી હતી. અને કેટલીએક વનલતાઓ પૃથ્વીને આચ્છાદન કરી રહી હતી. બાગરક્ષકે દુર્વાવની વેદીઓ બાંધી તેની આજુ બાજુ રંગી બેરંગી અને ખુશબોદાર પુષ્પોના લઘુ દ્રુમની આવલીઓ પાડી હતી તેથી જાણે, પૃથ્વી ઉપર રંગી બેરંગી ગલીચો બિછાવ્યો હોય એમ દેખાતું હતું. આમ્ર વૃક્ષની ગાઢ ઘટામાં, વિવિધ પ્રકારનાં પક્ષિઓ*સાથે મતકોકીલાના માધુર્ય ભરેલા શબ્દોવડે દિશાઓ શબ્દાયમાન થઈ રહી હતી અને તેથી જાણે સંગીત શાસ્ત્રને જાણનારી મેનિકા વિગેરે વારાંગનાઓ સપ્તસુરે મુર્છનાદિ ભેદે કરી, મહા મુનિઓની સમાધી છોડાવવાને મધુરેસ્વરે ગાયનો ગાતી હોય એમ દેખાતું હતું વિવિધ પ્રકારનાં પક્ષિઓના કોલાહલના ધ્વનિથકી પ્રતિધ્વનિ ગંગા તથા નિલ સરોવરમાંથી આવતો હતો. અત્યુત્તમ ઉપવનની અંદર અહોનિશ ષટ્ ૠતુનાં પુષ્પ ફળ સંભાર શોભતાં હતાં તેથી સર્વ શક્તિમાન માહાદેવના ત્રતિય નેત્રમાં રહેલા પ્રલયાગ્નિના ભયવડે ત્રાસ પામી વસંતે સહવર્તમાન મન્મથ જગત્જનુની ગંગાજીનું શર્ણાંગત ધારી આંહીરહ્યો હોય એમ દેખાતું હતું; વળી તે શેહેરના ઉત્તર ભાગમાં આવેલી પાપિ પ્રાણીઓનું પાપ હરણ કરી શિવલોક પ્રત્યે મોકલનારી માહાદેવી શ્રી ગંગાજી પોતાના અમોઘ શુભ્ર જળવડે નિરંતર વહેતી હતી તે ગંગાજીના પવિત્ર ઘાટ ઉપર નગ્રનિવાસી વનિતાના વિચિત્ર વૃંદો જળ ભરવા અર્થે આવતાં હતાં. વિશાળ કમળ પત્ર સરખાં નેત્રવાળી અને કર્ણ પર્યંત આવેલી

ધનુષાકૃતી ભ્રકુટીવાળી અને જેનાં મનોહર મુખારવિંદનો ચળકાટ ચંદ્ર ચળકાટ સમાન સુશોભિત દેખાય છે એવી મત મુગ્ધાઓ પોતપોતાની સરખી સખીઓ સાથે વાતવિનોદ કરતી, મસ્તક ઉપર સુવર્ણ સમાન ચળકતાં ત્રાંબા પિતળનાં બેડાં ધારણ કરી મદમસ્ત હસ્તિણીની પેઠે ઝુલતી ઝુલતી પોતાના ઘર તરફ જતી જણાતી હતી. કેટલીએક નવલ બાળાઓ હસ્ત કમળમાં કનક મણીમય અને રત્નજડીત્ર થાળ દેવશેવાની સામગ્રી સહિત ગ્રહણ કરી શિવાલય વિગેરે દેવમંદીરમાં પવિત્ર પ્રેમે પુજા કરવા પ્રવેશ કરતી હતી. વિલાસ કરતી કામિનીઓના કર કમળમાં કમનિય કમળ સદૈવ શોભતાં હતાં તેથી એ સમયમાં એ નગર શરદઋતુ સમાન દેખાતું હતું. કેશપાસમાં ગુંથેલા બાલકુંદની રચનાયુક્ત સ્ત્રીઓ નિરંતર રહેતી હતી તેથી હેમંતીક ભાવ જણાતો હતો. લોધ્ર પ્રસવ પરાગવડે પદ્મની આદિ સુંદરીઓના મુખારવિંદ મનોહર દેખાતાં હતાં તેથી શૈશિર સંભાર રહેલો જણાતો હતો. ધનવાન ગૃહસ્થોના ગૃહમાં સ્થાપન કરેલા સુવર્ણ સર્પોના મુસ્તક ઉપર રહેલા રત્ન પ્રદિપો રજનીએ પ્રકાશ પામતા હતા. નક્ત સમય ધવલ મંદિરના ઉપલા ભાગની અગાશીઓ ચંદ્ર કિર્ણોથી ઝરતા ચંદ્રકાન્ત મણીમય બંગલાઓમાં પતિપત્ની કામક્રીડા કરી મગ્ન થતાં હતાં લક્ષ્મીવાળા લોકોનાં ગૃહો વિચિત્રચિત્રોથી ચિત્રેલાં હોવાથી ઈંદ્ર ધનુષ સમાન સુશોભિત જણાતાં હતાં મણીમય મેદની અને મણીમય ભિંતોવાળાં ગૃહોથી તે નગરી નિરંતર તેજોમય દેખાતી હતી; ઉંચા પ્રાસાદો આકાશના અભ્રસાથે સ્પર્શ કરતાં હતાં તેથી આકાશના અભ્ર સમાન દેખાતાં હતાં સંગીત

શાસ્ત્રમાં પારાંગત ગયેલા ગાંધર્વો સમાન ગાયન ગાનારા ગાયકોના માધુર્ય ભરેલા મૃદંગો અને વિચિત્ર પ્રકારના તંતુ વાદ્યના ગંભિર ઘોષવડે નગ્ર નિવાસી લોકો અહોનિશ આનંદમાંજ દિવસો નિર્ગમન કરતા હતા; વેદ શાસ્ત્રમાં પારાંગત ગયેલા અને બ્રહ્મ વિદ્યાને જાણનારા બ્રાહ્મણોને ઘેર યજ્ઞયાગાદિક કર્મ નિરંતર થવાથી તેઓનાં ગ્રહો નિમુસા અરણ્યમાં રહેનારા માહાત્મા રૂષિઓનાં પવિત્ર આશ્રમો જેવાં દેખાતાં હતાં; વિદ્યા અર્થે આવેલા વિદ્યાર્થીઓ નિર્મળ અંતઃકરણથી સદ્‌વિદ્યા સંપાદન કરતા હતા. અને ક્ષત્રીઓ સ્વધર્મમાં રહી ગૌબ્રાહ્મણ અને ધર્મની રક્ષા કરતા હતા; વૈશ્યલોકો પણ પોતપોતાના ધર્મમાં રહી વાણીજીઅ કર્મ ધર્મથી કરતા હતા. અને શુદ્રો સેવાનાજ અધીકારી હતા.

સઘળા શહેરની સુંદરતા હરણ કરનાર કાંચનપુર નગરીમાં, માહારાજા મલ્લદેવ નામે નેક ન્યાઈ, પ્રજા પાળક, અને ધર્માચરણી રાજા રાજ્ય કરતો હતો. સમસ્ત નૃપ મંડળ, મહારાજા મલ્લદેવની આજ્ઞાને અનુસરી ચાલતા હતા; અને ધુરંધર ધરા પતિઓના રત્ન જડીંત્ર મણીમય મુકુટ પંક્તિ વડે, તેના ચરણ યુગલ બિરાજતા હતા. સમસ્ત સામંત ચક્રમધ્ય, બિરાજીત મલ્લદેવ તારા સમુહમાં ચંદ્ર સમાન, અને દેવ મધ્યસ્થ ઈંદ્ર સમાન દેખાતો હતો. રાજ્ય ભુવનમાં રહેલા રત્ન પ્રદિપોમાંથી પ્રસરતાં કિર્ણોના પ્રભાવે કરી રાજ્યભુવન ઇંદ્રભુવનથી અધીક ઉપમા આપવા યોગ્ય અને તેજથી ઝળહળીત જોવામાં આવતાં હતાં. કાંચન મહેલમાં રાજતા રાજહંસોની મનોહર ચંદ્રધવલ પંક્તિના નુપુર સહિત શબ્દો વડે કર્ણપ્રિય નાદ નિરંતર થઈ રહેતા હતા. મહારાજા મલ્લદેવને વિલા-

સવતી નામની પટરાણીના ઉદરથી રત્ન ગણીગાં રહેલી રતિ સરખી કાન્તિ વાળા એ કુમારો ઉત્પન્ન થયા હતા. રાજા પોતે શ્રુતિ સ્મૃતિ વિગેરે ષટ્ શાસ્ત્રોને જાણનારો અને કાવ્યકળાગાં કુશળ હોવાથી સદ્‌વિદ્યાને જાણનાર વિદ્વજનોને સત્કાર પુર્વક અતિ ઉમદો આશ્રય આપતો હતો; સઘળી રૈયતના સુખને માટે સ્થળે સ્થળે હુન્નરશાળા, વિદ્યાશાળા, પાઠશાળા વિગેરે બુદ્ધિની વૃદ્ધિ થવાનાં સાધનો પુષ્કળ પૈસો ખરચી કરાવ્યાં હતાં. રાજા પોતાની પ્રજાને તનુજ તનયા તરીકે ગણી અદલ ઇન્સાફ આપતો અને સ્વધર્માનુસાર ગૌબ્રાહ્મણ અને ધર્મની રક્ષા કરતો હતો જેથી, પ્રજાનો પણ પુરેપુરો પ્રેમભાવ રાજા ઉપર રહેતો હતો. મહારાજા ગલ્લદેવે પશુ, પક્ષી વિગેરે જંગલી જાનવરો અને માછલાં આદિ જળ જંતુઓનાં પ્રાણ હરણ કરનાર પાપી પારધીઓને પાયમાલ કર્યા હતા; ચોરી જારી કરનાર પાપી પુરૂષોને સખ્ત શિક્ષા થતી હતી જેથી એ મહારાજાના ધર્મી રાજ્યગાં, એવાં ક્રૂર કૃત્ય કરનાર, ક્વચિતજ જોવામાં આવતા હતા. રાજ્યરિધીનો વહીવટ ચલાવનાર અને પ્રજાને નેક ન્યાયથી સંતોષ પમાડનાર, નિતી ધર્માનુસાર ચાલનારો નિતીસાગર નામે પ્રધાન હતો. નિતીસાગર પુર્વ પુન્યના પ્રભાવે, પુષ્કળ પૈસો પામેલો અને મોટા મહિપતિઓનાં મસ્તક જેના ચરણને સ્પર્શ કરે છે એવા મહારાજા ગલ્લદેવનો પ્રધાન હોવાથી, તેને ત્યાં પણ રથ, પાલખી, હાથી, ઘોડા, ચાકર, નોકર વિગેરે વૈભવ વિલાસમાં કાંઈ ખામી નહોતી. તેનાં મહેલો રંગી બેરંગી ચિત્રોથી ચિત્રેલાં અને સ્થળે સ્થળે સૂવર્ણ સ્થંભો જડેલા હોવાથી અતિ રમણીક અને જોનાર જનોની દ્રષ્ટિને આલ્હાદ આપે એવાં હતાં.

નિતીસાગર, સર્વ ગુણ સંપન્ન ગુણ સુંદરી નામની સુંદર સ્ત્રી સાથે પરણ્યો હતો; ગુણસુંદરી, પોતે પતિવ્રતા હોવાથી અન્ય લંપટ અને દુરાગ્રહી પુરૂષો સાથે સ્વપ્નાંતરમાં પણ વાતવિનોદ કરતી નહીં; ફક્ત પોતાનો પ્રાણપ્રિય અને પાલણ પોષણ કરનાર પતિનીજ હરહમેશ સ્નેહ સહિત સેવા કરતી હતી.

## સવૈયો.

સુંદર શાણી સુગુણની ખાણી, વદે મુખ વાણી મધુરી ગધુરી;
પ્રિત પતિશું નિરંતર અંતર, ચિત્ત ચહે નહીં સંગત બુરી.
પ્રેમ સહિત પતિ પદ પુજન, ચાહી કરે નવ ચુકે હજુરી;
સુંદર દેવ દયાળ કૃપા થકી, નાર મળી સદ્‌ગુણની પુરી.

## श्लोक.

**कार्येषुमंत्री, कर्णेषुदासी; भोजेचमाता, शयनेषुरंभा ॥**
**धर्मेषुसाह्या, क्षमयाधरित्री; षड्गुण्यमेवा, स्तिःधर्मपत्न्य ॥**

**અર્થ**—કામકાજમાં સલાહકારક, શેવા બજાવવામાં દાસી જેવી, ભોજન વેળાએ માતા પ્રમાણે પ્રિતોભાવ રાખનારી, શયનસમે રંભા જેવી ધર્મની બાબતમાં સાહ્ય કરનારી, પૃથ્વી પ્રમાણે ક્ષમાવંત, આવી રીતે સર્વ સદ્‌ગુણ સંપન્ન સુજ્ઞ સુંદરી મળવાથી, અને વૈભવ વિલાસની ન્યુનતા નહીં હોવાથી નિતીસાગર અંતઃકરણમાં પરમ પરમાત્મા પ્રભુનો પુરેપુરો પાડ માનતો હતો; પરંતુ પોતે પરણ્યા પછી પંદર વર્ષ થવા આવ્યાં, તથાપિ અદ્યાપિ સુધી પોતાની પ્રિયાને પેટ પુત્ર રત્ન પ્રાપ્ત થયું નહીં, જેથી તેનું અંતઃકરણ અ-

હોનિશ ચિંતાતુર રહેતું હતું. પુત્ર પ્રાપ્તી થવા અર્થે બન્નો પતિ પત્નીએ પુષ્કળ પ્રયત્ન કર્યા. તથાપિ ઐશ્વરી અકૃપાથી તેની સઘળી ધારણા નિષ્ફળ થઇ.

એક સમે ગુણ સુંદરી પોતાના જળહળીત ઝરૂખામાં બેઠી બેઠી પ્રાચિન કાળમાં થયેલા મહાન વિદ્વાન પુરૂષોએ નિતી ધર્માદિ સદ્ઉપદેશ આપનારા રચેલ ગ્રંથોનું અવલોકન કરતી હતી, તેવામાં અકસ્માત પુત્ર સ્મરણ થવાથી ચિત્રામણમાં ચિત્રેલાં ચિત્રોની પેઠે સ્તબ્ધ થઈ પુસ્તકો પડતાં મુકી અંતરથી ઉત્પન્ન થયેલ અપશોષના આવેશમાં આવી, આંખોથી અશ્રુ પાડવા લાગી. કમળપત્ર સરખાં નેત્રોથી ઝરતાં જળના ઉષ્ણ બિંદુ વડે, પહેરેલાં પટકુળો પલળી ગયાં, અને પ્રફુલિત થયેલ મુખચંદ્રની કાન્તી કરમાઈ કાળી પડવા લાગી; એટલુંજ નહીં પણ પુત્ર રત્નની ખામીથી પ્રગટેલો દાવાનળ તેના સઘળા શરીરને દહન કરવા લાગ્યો. રૂદન કરતી બિચારી ગુણસુંદરીની આંખોમાંથી આવતાં અશ્રુઓ અટકતાં નહોતાં; તો પણ સતિ અને પતિ પ્રત્યે સ્નેહ સહિત વર્તનારી શાણી સુંદરીએ પોતાનો પતિ આવવાનો વખત થવાથી, પોતાને દુખમય સ્થિતીમાં દેખી પતિ પણ દિલગીર થશે, એવું જાણી, બળાત્કારે શોક સમાવી, ભવિષ્ય ભરૂંસે નિશ્વાસ નાખી, રૂદન કરતી બંધ પડી; અને પહેરેલાં પટકુળોપર પડેલ નેત્રોના નિરને કુમળા કર વતિ લુછી નાંખી સાવધપણે બારીમાં જઈ બેઠી. શોકસિંધુમાં ડુબેલી ગુણસુંદરી પતિ આવવાની રાહ અતિ આતુર થઇ જુવે છે, તેવામાં પોતાનો પતિ આવ્યો; નીતીસાગર આવ્યો કે તુર્તજ ગુણસુંદરી પોતાના નિત નિયમ પ્રમાણે આદર આપવા ઉભી થઇ, અને

સત્કાર પુર્વક સ્વામિ સમિપે વિનય વાણીવડે આજીજી કરવા લાગી.

**નિતીસાગર**—(પોતાની પ્રિયાના વિલાસી નેત્રાળતા છતાં, આજે અપશોશ થવાથી, નિસ્તેજ અને ઉંડાં ઉતરેલાં નેત્રા, તેગજ ફીકો પડેલો ચેહેરો જોઇ બોલ્યો.) પ્રિયા, આજે એવી શું આપત આવી છે? કે જેથી તારૂં કમળવદન કરમાએલું અને નિસ્તેજ જોવામાં આવે છે!

**ગુણસુંદરી**—પ્રિય, આપ આ દાસીના દુઃખથી અજાણ્યા નથી, તોપણ કહું છું કે, જ્યાં સુધી એક પણ પુત્ર પ્રાપ્ત થયો નથી, ત્યાં સુધી આ અંતઃકરણમાં ઉત્પન્ન થયેલો શોકાગ્નિશાન્ત પડશે નહીં. કારણ કે દિન પ્રતિદિન આપણી ઉંમર વધતી જાય છે, અને આયુષ્ય ઓછું થાય છે.

**નિતીસાગર**—પ્રિયા, પુત્ર વિયોગની વ્યાધી વિદારવા અનેક ઉપાય આદર્યા, તથાપિ આપણા કમ કિસ્મતના યોગે સઘળી ધારણા નિષ્ફળ થઇ. જોકે ભુવા, જતિ, ભારાડી અને પ્રપંચના પુતળાં છે, એમ જાણ્યા છતાં પણ, કેટલાએક વહેમી લોકોના કહેવાથી અને પુત્ર મળવાના લોભથી, તેઓના દાસ થઇ, ગુલામગીરી કરી; અને પુષ્કળ પૈસો આપી પ્રસન્ન કર્યા; તોપણ તેઓ આપણું કષ્ટ કમિ કરી શક્યા નહીં. તું કહેતો રત્ન હીરાથી જડેલા ચળકતા ચંદનહાર વિગેરે ઘાટ ઘરેણાં અને દ્રવ્યથી મળતા પદાર્થો લાવી આપું; પરંતુ પુત્ર પ્રાપ્ત થવો એતો દૈવાધીન છે.

**ગુણસુંદરી**—સ્વામિ, આપ કહો છો તે ઠીક, પણ મારે ઘાટ ઘરેણાં જોતાં નથી. કારણ કેઃ—

## સવૈયો.

મોર ચહે ઘન ઘોર ઘટા, શશિ તેજ છટા થકિ શું સુખ પામે;
દર્શન ચંદ્ર ચકોર ચહે ઘનઘોર ઘટા થકિ કેમ વિરામે.
દીપક સંગ પતંગ ચહે, નહિં ગંગ તરંગ થકિ દુઃખ વામે;
નીરજ નીરથી દુર થઇ, નહિં ધીર ધરે કદિ ક્ષીરને ઠામે.

સુંદર સણગાર સજવા અને મનહર મેહેલાતમાં મોજમજા માણવા મારૂં મન થતું નથી; કારણ કે પુત્ર વિના રત્ન રાજીત ઈંદ્ર ભુવનથી અધીક ઉપમા આપવા યોગ નિવાસ ભુવનની સઘળી સુંદરતા લોકાનંદકર સુધાકર રહિત રાત્રીના જેવી ભયંકર ભાસે છે; અને પુત્ર વીના સૃંગારાદિ આનંદ આપનારા વૈભવ વિલાસ ખેદ ઉત્પન્ન કરે છે. જે સ્ત્રીએ પોતાના પ્રિય બાળકને, પોતાના હૃદયકમળ સાથે ચાંપી ચુમ્બન કરી રસનાને તૃપ્તી નથી પમાડી, અને જે સ્ત્રીએ પોતાના પુત્રને, આનંદે સહવર્તમાન ઉછરંગમાં લઇ, પયોધર પ્રત્યે વળગાડો, પયપાન નથી કરાવ્યું, અને જે સ્ત્રીએ કિલ્લોલ કરતાં, આગળથી તેમ ઉછરી ઉછરી ઉલાળા મારી, માતાને મળવા આતુર થઇ રહેલાં બાળકને આનંદાશ્રુવડે વધાવી લેવાનો લ્હાવો નથી લીધો એવી નિર્ભાગણી નારીઓની જીંદગી નિષ્ફળ છે, તેના જીવિતને ધીક્કાર છે, એટલુંજ નહીં પણ એવી કમ કિસ્મતની કામિનીઓને સુખનાં સઘળાં સાધનો શમૂશાન સમાન સુન્ય અને કષ્ટકારી લાગે છે.

**નિતીસાગર**—(પોતાની પ્રિયાના મુખથી, પડતા શોકમય શબ્દો સાંભળીને ) પ્રિયા, તારી કરૂણાકારી વાણીવડે, મારૂં હૃદય ભેદાઇ જાય છે, પણ લાચાર કે ઈશ્વરી ઇચ્છા આગળ કોઈનું કાંઇ ચાલતું નથી !

**દોહરા.**

નાશ થાય કે નવ મળે, તેનો તજીએ શોક;
જેનો ઉપાય નવ જડે, પ્રાંશાં તજીએ ફોક.
અંગતણા પણ અંશ નિત્ય, વધે ઘટે એ ખેલ;
અંગ રહ્યું તે આપણું, ગયો અંગનો મેલ.
સૌથી સરસ સંતોષ છે, ઠરવા કેરૂં ઠામ;
રાખો રૂડી રીતથી, દિલમાં દલપતરામ.

**ગુણસુંદરી**—હા, પ્રાણનાથ, એ સઘળું સત્ય છે; પણ હું સંતોષ શી રીતે અને શું સુખે પામું ! પરમ પ્રભુએ માત્ર એક પણ સંતાન આપ્યુ હોત, તો પણ હું સંતોષ પામત અને ઈશ્વરનો આભાર માનત; પણ અરે ! હું નિર્ભાગિણીના નસિબમાં, સ્વસંતાનની અદભુત આશ્ચર્ય ઉત્પન્ન કરનારી બાળચેષ્ટાથી થતો હૃદયાનંદ, નિર્માણ નહીંજ કર્યો હોય કે શુ ! ! ખરેખર, એમજ હશે ! નહીં તો અન્ન અને વસ્ત્રોની વ્યાધી વડે પીલાતા પુરૂષોને પુત્રપુત્રાદિ પુષ્કળ પ્રાપ્ત થાય છે; પણ આપણને આપણા અંતઃકરણમાં ઉત્પન્ન થયેલો ચિંતાગ્નિ જે આપણું અંગ આતસ વીના પ્રજ્વળ્યાં કરેછે, તેને શાન્તી પમાડનાર અને આ રમણીક રંગમહેલ જેના વીના ઉજડ અરણ્યવત નિસ્તેજ થયા છે; તેને તેજોમય કરનાર અને આપણા સઘળા સુખનો સિંધુ પુત્ર પ્રાપ્ત કેમ ન થાય !

**નિતીસાગર**— **श्लोक.**

**पत्रंनैवयदाकरीरविटपेदोषोवसंतस्यकिं ।**

**नोलूकोप्यवलोकतेयदिदिवासूर्यस्यकिंदूषणम् ॥**
**धारानैवपतंतिचातकमुखेमेघस्यकिंदूषणम् ।**
**यत्पुर्वंविधिनाललाटालिखितंतन्मार्जितुंकःक्षमः ॥**

**અર્થ**—વસંત રૂતુનાં પુષ્પ ફળ સંભાર સમૃધી સમયમાં કેરડાના વક્ષમાં પત્રોદય નથી થતો; તેમાં વસંતનો શું દોષ ! અને સુર્યોદય થવાથી ઘુડ દેખી શકતો નથી; તેમાં દિવાકરનો શું દોષ ! તેમજ વર્ષા રૂતુમાં, વરસતા મેઘની ધારા ચાતકના મુખમાં નથી પડતી; તેમાં મેઘનો શું દોષ ! માટે જે વિધાત્રાએ નિજભાલ પટમાં નિર્માણ કરેલું છે, તેને અન્યથા કરવા કોણ સમર્થ ? કોઈ નહીં. વળી કહ્યું છે કેઃ—

**દોહરા.**

નાડ બતાવો વૈદ્યને, જોશીને ગ્રહ જોશ;
બાધા રાખો આકરી, વળી થવા નિર્દોષ.
હાથ બતાવો બ્રહ્મને, કપાળ કેરી રેખ;
જવતન્ન વધે ઘટે નહીં, લખ્યા વિધાતા લેખ.
પ્રભુ કૃપાવણ આદરો, ઉપાય સઘળા વ્યર્થ;
કૃપા થયે વણ સાધને, સરશે સઘળા અર્થ.
વૈદ્ય જોશિના કામમાં, વડો એક વિદ્વાન;
સૃષ્ટિમાં સરખા ગણે, રંક અને રાજાન.
ન પડે તેને પુછવું, કેવું છે મુજ કર્મ;
વખત થયે તે પ્રેરશે, સુખ દુખ એ નિજ ધર્મ.
સહુનું સહુને આપતાં, થાકે નહીં એ વીર;
સહસ્ત્ર દુખ સંહારતાં, હારે નહીં રણધીર.

ભકતોને સુખ આપવા, હર વખતે તૈયાર;
સંકટમાં દુખ કાપતાં, જરા ન લાગે વાર.
રાતે જન સઘળા સુવે, પ્રભુને નહીં આરામ;
થાકે નહીં એ સુભટનર, કરતાં એવું કામ.
પુરણ પરોપકારીની, કૃપા હોય જગ માંહ્ય;
નિકટ વસે નિશદીન પછી, કોણ વૈદ્ય ઘર જાય.
કૃત્ય સર્વનો કીમીઓ, જાદુગર જગરાય;
તે સેવે ચિત શુદ્ધથી, સુખ શાન્તી સહુ થાય.

આવી રીતે અરસપરસ નિતીસાગર અને ગુણસુંદરી પુત્ર પ્રશંસા કરતાં હતાં, તેવામાં સ્વધર્મ કર્મથી પવિત્રપણાને પામેલો અને સત્યવકતા બુદ્ધિદત્ નામનો બ્રાહ્મણ આવ્યો, અને આશિર્વાદ આપી ઉભો રહ્યો; તેને જોઇ ગુણસુંદરી બોલી; મહારાજ, આપ સકળ શાસ્ત્રને જાણનારા અને બ્રહ્માના પુત્રછો, તો કહો કે, જગનિયંતા જગદિશ્વર ઈશ્વરે પુત્ર પ્રાપ્તી મારા લલાટમાં લખી છે કે નહીં ? બુદ્ધિદત્ બોલ્યો, તમારા ભવિષ્યમાં શું છે, એ હું કાંઈ જાણતો નથી; તો પણ પુત્રની ઇચ્છા રાખતાં હો તો ત્રૈલોક્યેશ્વર ઇશ્વર ઉમાપતિની ઉપાસના કરો કે જેથી તમારી ધારેલી ધારણા ફળીત થાશે. કારણ કે ભક્ત વત્સળ ભોળો શંભુ, ભાવિક ભક્તોની મનોવૃતિ પુરી પાડે છે; અને દુખદાળિદ્રો દુર કરે છે. એટલુંજ નહીં પણ દેવાધી દેવ માહાદેવ પ્રત્યે પ્રેમભાવ રાખનાર પ્રાણી સંસારનાં સઘળાં સુખ પામે છે. માટે તમે દંપતિ પણ દયાળુ દેવની સેવા કરો. ( આટલું બોલી તે બ્રાહ્મણ ચાલી નીકળ્યો. )

## પ્રકરણ ૨ જું.

સકળ સુરાધીપતિ, દેવ, દાનવ અને માનવને, મહા કષ્ટથી મુક્ત કરનાર ઉમાઇશની ઉપાસના કરવાથી, પુત્ર વિયોગની વ્યાધી વડે, પીડા પામતી ગુણસુંદરીના ઉદરથી, ચંદ્રનાં ચળકતાં કિર્ણો સમાન તેજસ્વી અને જેનું મનોહર મુખાર્વિંદ છે, એવો એક પુત્ર ઉત્પન્ન થયો.

પોતાની પ્રિયાને, પુત્ર પ્રસવ થયાના ખુશ ખબર શ્રવણે સાંભળી, નિતીસાગરના અંતઃકરણમાં; આનંદના ઉભરા ઉપરાઉપરી આવવા લાગ્યા; અને અરૂણોદય થવાથી, જેમ કમળો પ્રફુલ્લિત થાય છે, તેમજ વર્ષા રૂતુમાં, મેઘરાજાના આવાગમનથી, મયુરના મનમાં, જેમ આનંદ ઉત્પન્ન થાય છે, અને ચંદ્રોદય થવાથી ચકોર પક્ષી જેમ હર્ષ પામે છે, તેમ તે પણ પ્રમોદ પામવા લાગ્યો. અને પુત્રનો જન્મ થતી વેળાએ કેટલાએક કંગાલ જનોને દ્રવ્યદાન આપી, સંતુષ્ટ કર્યા. કેટલાએક ભિક્ષુકોને, વસ્ત્રાલંકાર આપ્યા; કેટલાએક ક્ષુધાર્થિ માણસોને કંસારાદી સ્વાદિષ્ટ ભોજન કરાવી તૃપ્ત કર્યા. એટલુંજ નહીં પણ સમસ્ત શહેરનાં બાળકોને, બરફી, પેંડા વિગેરે વિવિધ પ્રકારની મિષ્ટ મીઠાઈ વહેંચી રાજી કર્યાં નિતીસાગર પ્રજા પીડા પામે એવાં અઘટિત આચરણો આચરી લોકોને દુખ દેતો નહીં; પણ, સદૈવ સદાચરણોવડે રૈયતને રાજી રાખતો હતો; જેથી સઘળા શહેરની સુંદર અને શાણી સુંદરીઓ સૌવર્ણ સરખા શરીરની શોભાને, વૃદ્ધી પમાડનાર જળહળીત વસ્ત્રાભુષણો વડે, બણીઠણી ગુણાલંકૃત ગુણસુંદરીના ઉદરથી ઉત્પન્ન થયેલ પુત્ર રત્નને નીરખવા,

અતિ આતુરતાભેર નિતીસાગરને ત્યાં જવા લાગી. વિવિધ પ્રકારનાં વાજીંત્રો વાગવાવડે અને ગીત ગાનારી ગોરીઓના ગાધુર્યં ભરેલા શ્રવણુ પ્રિયકર શબ્દોવડે, નિતીસાગરનાં નિવાસ ભુવન કૈલાસપુરી તુલ્ય રળિઆમણાં દેખાવા લાગ્યાં. અને જેમ પુર્ણીમાનો પ્રકાશ પામેલો પૂર્ણ તમાલી, પોતાના પ્રસરતાં કિર્ણો અવની ઉપર આચ્છાદન કરી અંધકાર અસ્ત કરે છે, અને વિલાસી દંપતિના વિલાસમાં વૃદ્ધી કરે છે, તેવીજ રીતે સકળ બ્રહ્માંડાધીપતિ ગહાદેવની દયા દ્રષ્ટિવડે, પ્રાપ્ત થયેલો પ્રધાન પુત્ર સ્વતેજ બળ વડે કરી પોતાના પિતા ગાતાદિ સગાં સબંધીના હૃદયમાં રહેલ અપશોષરૂપિ અંધકાર અસ્ત કરી, આનંદરૂપિ અજવાળું આચ્છાદન કરી રંગ ભુવનમાં રહેલા રત્નપ્રદિપોની રતિને વૃદ્ધી પમાડવા લાગ્યો.

### દોહરો.

શશિસમ સુંદર સુત છે, જાણે બીજો કામ;<br>
તેથી પાડયું તેહનું, ચંદ્રસેન શુભ નામ.

ચંદ્રસેન, દિન પ્રતિદિન શુકલ પક્ષના ચંદ્રની ચડતી કળાની પેઠે વૃદ્ધી પામવા લાગ્યો; અને લગભગ પાંચ વર્ષની ઉમર થવા આવી તેટલા દરમ્યાન તો તે પોતાની વિમળ વાણીના વિલાસ વડે પોતાના પુજ્ય પિતા અને ગાતાને સંપુર્ણ સંતોષ પમાડવા લાગ્યો; એટલુંજ નહીં પણ પોતાથી મોટી વયના છોકરાઓને વિદ્યાલયમાં જતા જોઇ તેની સાથે સરસ્વતિ સેવા કરવા ( વિદ્યાભ્યાસ કરવા ) જવા, નિતીસાગર આગળ આજ્ઞા માગવા લાગ્યો. આટલી નાની ઉમરથીજ વિદ્યાલયમાં જઈ વિદ્યા સંપાદન કરવાની ઉત્કંઠા જોઇ

નિતીસાગરના મનમાં પ્રથમ પુત્ર પ્રાપ્ત થવાથી જે આનંદ ઉત્પન્ન થયો હતો, તેથી પણ આ પ્રસંગે અધીક અધીક આનંદ ઉત્પન્ન થવા લાગ્યો. કારણ કેઃ—

### श्लोक.

**वरमेकोगुणीपुत्रोनचमूर्खशतान्यपि ।**
**एकश्चन्द्रस्तमोहन्तिनचतारागणोऽपिच ॥**

અર્થઃ—સેંકડો દુર્ગુણી પુત્રો કરતાં એક ગુણવાન પુત્ર હોય તો સારો; કારણ કે નિશિપતિ એકલો અંધારાનો નાશ કરેછે; પણ તારાના ટોળાથી તેમ થતું નથી.

### श्लोक.

**एकेनापिसुवृक्षेणपुष्पितेनसुगन्धिता ।**
**वासितंतद्वनंसर्वंसुपुत्रेणकुलंयथा ॥**

**અર્થ**:—સુગંધીમય એક સુવૃક્ષવડે સમગ્રવનખંડી સુગંધીવાન થાય છે; તેમજ એક ઉત્તમ પુત્રવડે પોતાનું સમસ્ત કુટુંબ સુગંધીવાળું થાય છે, અર્થાત્ ઉત્કૃષ્ટતાને પામે છે. તેમજ ચંદ્રસેન હજુ ઘણી નાની વયનો છે, તથાપિ તેના કોમળ હૃદયને વિશે પિતૃની પવિત્ર ભક્તિ કરવાનું એવું તો સજ્જડ ચોટયું હતું કે, તે કોઈ દિવસ પોતાના પ્રિય પિતા અને માતાની આજ્ઞા ઉલંઘન કરતો નહીં; વળી રેઢીઆર અને કુછંદી છોકરાઓની સાથે બે અદબી બોલો બોલી ગાળો ભાંડવી અને મારપછાડ કરવી અથવા તો જ્યાં ત્યાં આથડવું વિગેરે કુચાલ તો તેનામાં હતીજ નહીં.

પછી ચતુર ચંદ્રસેનનો અત્યાગ્રહ જોઈ, વિદ્યાગુરૂને બોલાવી સત્કાર પુર્વક સનમાન કરી નિતીસાગરે પોતાના પ્રિય પુત્રને મોટી ધામધુમથી વિદ્યાશાળામાં મોકલ્યો. ચંદ્રસેન ચૌદ વર્ષનો થયો તેટલા દરમ્યાન તો તે પટ્શાસ્ત્રોને જાણનારા વડા વિદ્વાનો સાથે શાસ્ત્ર સંવાદમાં વિજય પામવા લાગ્યો. એક દિવસ ચંદ્રસેન વિદ્યાશાળામાંથી પોતાના ઘર તરફ જતો હતો, તેવામાં છેલચંદ નામનો છકેલો અને ઇશકબાજ એક છોકરો આવી કહેવા લાગ્યો.

**છેલચંદ**—(ચંદ્રસેનને) કેમ સાહેબ, કેની તરફ પધારશો. ?

**ચંદ્રસેન**—ઘરતરફ.

**છેલચંદ**—આપતો આખો દિવસ ઘરમાંજ ઘલાઈ રહોછો પણ કોઇ દિવસ નવી નવી નાયકાના નાચ, ગાન કે મજરાની મોજમજા માણવા આવતાજ નથી; ચાલો આજતો મારી સાથે હું તમને એક રંગીલી અને બુલબુલ નામની નાયકાને ત્યાં મજરો જોવા તેડી જાઉં.

**ચંદ્રસેન**—ના ભાઇ, હું તો ત્યાં કદિપણ આવું નહીં; કારણ કે એ વાતની મારા માતપિતાને ખબર પડે તો મને માર્યા વિના પણ મુકે નહીં.

**છેલચંદ**—અરે તમે ચાલો તો ખરા? તેનો હાવભાવ અને ગાનતાન જોશો, તો પછી માતા અને પિતા બધાને ભુલી જશો; અને ત્યાંજ દિવસો નિર્ગમન કરવા નક્કી કરશો. હજુતો તમોએ તેનું મનહર મુખ જોયું નથી, અને હૃદય ભેદક ગાયન સાંભળ્યું નથી. ત્યાં સુધીજ આવવા ઇચ્છા થતી નથી; પણ પછી તો પરાણે પ્રિતી કરશો.

**ચંદ્રસેન**—મારે તેનું મુખ જોવું નથી. અને ગાયન સાંભળવું નથી. કારણ કે જે બાબતમાં માતપિતા ઈતરાજી થાય એવું અઘટિત આચરણ આચરવા હું સ્વપ્નાંતરમાં પણ ચાહતો નથી.

**છેલચંદ**—આપણે ગુપ્તઇશ્ક કરીએ તેમાં માબાપને ખબર પણ શાની પડે અને ખબર પડે તોપણ તેઓ શું કરી નાખે. માબાપ તો બડબડાટ કરે, પણ આપણે શ્રવણે સાંભળીએજ શાને. વળી તેઓની એટલી બધી શું ઓશિઆળ હોય કે, તેઓ કહે તે પ્રમાણેજ કરીએ?

**ચંદ્રસેન**—(ક્રોધાવેશમાં) અરે, અજ્ઞાની! તુંને શરમ પણ આવતી નથી? કે જેઓએ આપણા અર્થે અસહ્ય સંકટો સહન કરી આપણને ઉછેરી નાનેથી મોટા કર્યા. જેઓએ આપણી અજ્ઞાન અવસ્થામાં આપણુ મળ મુત્ર સુંથ્યું, જેઓએ આપણું પાલણપોષણ કર્યું અને અનેક પ્રકારનાં લાડલડાવ્યાં એટલુંજ નહીં પણ જેઓ આપણા સુખ સારૂ પોતે પીડા પામીને પણ આપણી ધારેલી ધારણા પાર પાડે છે; એવા પવિત્ર પિતામાતાની પ્રેમે સહવર્તમાન પુજા કરી તેઓની આંતરડી ઠારી આશિષ ન લીધી તો પછી આ જીંદગી શું ઉપયોગની? વળી જેઓએ આપણે પ્રતિમા પાળશું એવી ઈચ્છાથી, આપણા આશ્રય ઉપર આખી ઉમરનો આધાર રાખ્યો છે; તેઓની સ્નેહસહિત સેવા કરી સંતોષાનંદ ન પમાડીએ તો પછી જીવીને શું કરવું? કહ્યું છે કે:–

**સવૈયો.**

પૂત ન શેવન માતપિતા પદ, પુત કપુતે તે જન્મ ધર્યો કાં;
પૂતનો પ્રેમ ન માતપિતા પદ, પુત કપુત જીવ્યો જનમી કાં,

પૂત જો માતપિતા ન ભજ્યો, તવ પુત ન પથર પેટ પડયો કાં;
પૂત ન સેવત માતપિતા તવ, ફોકટ ભાર વહ્યો જનની કાં.

**મનહર છંદ.**

જેણે માત તાત તણો પ્રેમ રસ પીધો નહીં.
પ્રભુ તણો પ્રેમરસ પીધો તે શા કામનો;
પ્રસન્ન કર્યાં ન માત તાતને પુજન કરી,
રહ્યો ન આ દેહ પછી કોડી તણા કામનો.
મેળવ્યો ન ભાવ માત તાત તણો ભલી ભાતે,
કામનો ન ભાવ મળ્યો જગત તમામનો;
માત તાત પ્રસન્ન ન કર્યાં ન તેણે મેળવ્યો ન,
જગતમાં જીવી લાભ ફુટીરે બદામનો.
જેણે માત તાત તણી પ્રાર્થના પ્રિતે ન ગાઇ,
પ્રભુ કેરી પ્રાર્થના જે ગાઇ તે ન ગાઇ છે;
ચાહી નહીં માત તાત તણી પુજા ચિત્ત માંહી,
પ્રભુ તણી પુજા ચિત્ત ચાહી તે ન ચાહી છે.
જેણે માત તાત તણી આંતરડી ઠારી નહીં,
અન્ય તણી આંતરડી ઠારી તે ન ઠારી છે;
ચાખી ન પ્રસાદી માત તાત તણી મન કરી,
પ્રભુની પ્રસાદી ચાહી ચાખી તે ન ચાખી છે.

**છેલચંદ**—હા, એ સઘળું કહેવાનું પણ કરવાનું નહીં. તો વળી માબાપો પુત્રોને પાળી પોષી મોટા કરે તેમાં શું નવાઇ ! તેનો તેની ફરજ છે.

**ચંદ્રસેન**—( મનમાં ) હરિ હરિ ! ! આવા દુર્બુદ્ધી દુષ્ટોનાં

હૃદય કર્તાએ કેવાં કઠોર કર્યાં છે; કે જેને આટલું આટલું કહ્યા છતાં જરા પણ અસર થતી નથી, પણ અરે ! એતો મારીજ ભૂલ છે. કેમકે, કહ્યું છે કેઃ—

### श्लोक.

लभेतासिकतासुतैलमपियत्नतः ।
पीडयन्पिबेच्चमृगतृष्णिकासुसलिलंपिपासार्दितः ॥
कदाचिदपिपर्यटञ्छशविषाण ।
मासादयेन्नतुप्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥

**અર્થઃ**—ઘાણીમાં નાખી જોરથી પીલતાં પીલતાં, રેતીનેવિષે પણ તેલનો લાભ થશે; મૃગ જળમાં પણ તૃષાથી પીડાયેલો પાણી પીશે; કદાચિત્ ફરતાં ફરતાં, સસલાનું શિંગડું મળશે; પણ જ્ઞાન વાળાથી, મૂર્ખના ચિત્તનું સમાધાન થનાર નથી. વળી કહ્યું છે કેઃ—

### श्लोक.

शक्योवारयितुंजलेनहुतभुक्छत्रेणसूर्यातपो ।
मार्गेंद्रोनिशितांकुशेनसमदोदंडेनगोगर्दभौ ॥
व्याधिर्भेषजसंग्रहैश्चविविधैर्मंत्रप्रयोगैर्विषं ।
सर्वस्यौषधमस्तिशास्त्रविहितंमूर्खस्यनास्त्यौषधम् ॥

**અર્થઃ**—પાણીથી અગ્નિ ઓલવાઈ જાય છે, છત્રીથી સુર્યનો તાપ શાન્તી પામે છે, ખીજાયેલો ગજેંદ્ર ઝીણા અંકુશથી તાબે થાય છે, જેષ્ટિકાથી (લાકડીથી) ગાય, બળદ, ગર્ધવ (ગધેડાં) વિગે-

ર્ વશ થાય છે, રોગ ઔષધ ખાધાથી મટે છે, અને વિષ મંત્રથી ઉતરે છે. આ પ્રમાણે શાસ્ત્રવડે ઇલાજો બધા ઉપર છે; પણ મૂર્ખનું ઔષધ નથી. જ્યારે આમજ છે. ત્યારે આવા મૂર્ખ માણુસ સાથે વૃથા વાદવિવાદ કરવો તે તો ઠીક નહીં. કારણ કે હું તેના હિતાર્થે ચાહે તેટલો સદ્બોધ કરીશ, તથાપિ તેના ક્રૂર અને કઠોર હૃદયને કશી અસર થશે નહીં. (સ્વગત છેલચંદને) ઠીક ત્યારે તમારી મરજી પણ હું તો નહીં આવું.

છેલચંદ—(ઢીલેમોઢે ) ઠીક ત્યારે નહીં આવો કે. (એમ કહી ચાલવા માંડે છે)

---

## પ્રકરણ ૨ જું.

એક દિવસ ચંદ્રસેન, સાંજ સમે સુંદર અને સુગંધમય ઉપવનની અલૌકિક લિલા જોતો જોતો નિલસરોવરના કિનારા ઉપર આવી, આમૃ આશોપાલવ વિગેરે વૃક્ષોની ઘટામાં, વિશ્રામ લેવા વિચાર કરતો હતો; તેવામાં કેટલીએક સખીઓ સહવર્તમાન, ચંદ્રકળા નામની મનહર મુગ્ધા પોતાના તરફ અતિ આતુરતા ભરી આંખોએ અવલોકન કરતી આવતી જોઇ ઉભો રહ્યો. જેમ જેમ ચંદ્રકળા આગળ આવવા લાગી, તેમ તેમ તેનાં નેત્ર કટાક્ષના તિક્ષણ તીર ચંદ્રસેનના હૃદયકમળને ભેદ કરી, મનમાં મોહ ઉત્પન્ન કરવા લાગ્યાં. ચતુર ચંદ્રકળાએ ચાતુરીનાં ચરીત્ર વડે, ચંદ્રસેનનું ચિત્ત ચોરી લીધું; અને પ્રેમપાસના પંઝામાં પકડી પાડયો. પણ તુર્તજ

તેના કમ કિસ્મતના યોગે સાથે રહેલી સહેલીઓએ સાદ પાડી ઘર તરપ જવા આગ્રહ બતાવ્યો. જોકે ચંદ્રકળાનું ચિત્ત, ચંદ્રસેનના ચળકતા ચહેરા ઉપર આસક્ત હતું; જેથી તેને જવુ ગમતું નહોતું; તો પણ સખીઓની શરમને લીધે, મૌનપણે સહુની સાથે પોતે ચંદ્રકળા પણ ચાલવા લાગી.

પ્રેમ પયોધીના તરલ તરંગો સાથે અફળાવાથી અકળાએલો ચંદ્રસેન ચંદ્રકળા દ્રષ્ટિથી દુર થઇ કે તાત્કાળ, મુર્છા ખાઇ પૃથ્વિપર ઢળી પડ્યો; અને ચંદ્રકળા વિયોગ વિરહજનિત પરીતાપ વડે અતિશય પીડા પામવા લાગ્યો. આ વખતે તેને સુગંધી સમિરે સહવર્તમાન જલાર્દ્ર વસંન પ્રજળીત અગ્નિસમાન ઉષ્ણભાવ દર્શાવવા લાગ્યાં. અને નળીની દળવડે પ્રસરતો મંદ પવન તેના પ્રાણને આકર્ષણ કરવા લાગ્યો. ઉપવનમાંથી આવતા સુગંધી સમિર જાણે પ્રેરાયેલા ઇશ્વરી દુત પ્રાણ ગ્રહણ કરવા આવ્યા હોય, એમ દર્શાવવા લાગ્યા. અને કર્ણાંતમાં પ્રવેશ કરતા, દિશાઓથી પ્રસરતા કોકિલકલાલાપ તેના અંતઃકરણમાં વિલાપ સમાન ભયંકર ભાસવા લાગ્યા. આવીરીને અકસ્માત સ્નેહના સજ્જડ સંચામાં સપડાએલો ચંદ્રસેન થોડીવાર બેશુદ્ધ પડયો રહ્યો; પણ પાછી હિમત રાખી પોતાને ઘેર આવ્યો; અને અપશોષના આવેશમાં નિરાશ થઇ પોતાની બેઠકમાં બેઠો. આ વખતે તેનો ચહેરો પાસે જઈ જોનારને તુર્તજ તર્ક આપતો હતો કે, તે કોઇ સમ્પૂર્ણ દિલગીરીમાં ગીર્ફતાર થયેલો છે. ચંદ્રસેન ઉભો થઈ ઘડીમાં બારીબાણી જતો, અને ઘડીમાં પાછો હેઠો બેસતો; ઘડીમાં ચોપડી લેતો હતો, અને પાછી મુકીદેતો હતો; ઘડીઘડીમાં તેના અંતઃકરણમાં અનેક વિચારો ઉત્પન્ન થતા હતા. આ-

વી રીતે આક્ષહવિક્ષહ થતો હતો, દિર્ઘ નિશ્વાસ નાખી, વખતે નેત્રમાં પાણી પણ લાવતો હતો; અને પોતાના અંતઃકરણમાં ધારેલી મુરાદ કયા પ્રયાસથી પાર પડશે; એમ અનેક તર્ક વિતર્ક કરતો, સુંદર અને સુગંધી પુષ્પોની ખુશબોવાળો એક પ્રૌઢ પલંગ હતો; ત્યાં જઇ સુવાનો ઇરાદો કર્યો; તે એવા હેતુથી કે, નિદ્રા દેવીને સ્વાધીન થાઊં તો મારા કષ્ટમાં કાંઇ કમિ થશે. પરંતુ તેમ કરવાથી નિદ્રા ન આવી, અને ઉલટો કામજ્વરથી પીડા પામવા લાગ્યો; પછી સુતેલે સ્થળેથી બેઠો થઈને:—

## श्लोक.

रेरेनिर्दयदुर्निवारमदनप्रोत्फुल्लपंकेरुहं ।
बाणंसंव्रणुसंव्रणुत्सजधनुःकिंपौरुषम्मामप्रति ॥
कान्तासंगवियोगदुःखदहनज्वालावलिढंवपुः ।
शूराणांमृतमारणेनहिपुराधर्मःप्रयुक्तोबुधैः ॥

અર્થઃ—અરે દયા રહીત દુર્નિવાર મદન તારાં પ્રફુલિત કમળરૂપિ બાણને નિવૃતી પમાડ, નિવૃતી પમાડ? અને ખેંચી રહેલા તારા ધનુષનો ત્યાગ કર. કેમકે કાન્તાના સંયોગના વિયોગ જનિતદુઃખથી દહન કરતી જ્વાળાવડે કરી મારૂં શરીર દગ્ધ થઈ ગયું છે; માટે મારા ઉપર પુરૂષાર્થપણું બતાવવું, એ તુને યોગ્ય નથી. શૂરપુરૂષોએ મરેલાને મારવામાં સામર્થ બતાવવું, એ બુદ્ધીવાળા પુરૂષોએ પુરાતન ધર્મ કહ્યો નથી; અર્થાત મૃત્યું પામેલા ઉપર પ્રહાર કરવો એ શૂરપુરૂષોને હાસ્યાષ્પદ પમાડનારૂં છે.

### श्लोक.

त्वयिकुसुमशरत्वंशीतरश्मित्वमिंदौ ।
द्वयमिदमयथार्थंदृश्यतेमद्विधेषु ॥
विसृजतिहिमगर्भैराग्निमिंदुर्मयुखै ।
स्त्वमपिकुसुमबाणान्वज्रसारीकरोषि ॥

**અર્થ:—**હે કામદેવ તુને સમસ્ત સાસ્ત્ર કુસુમ સરત્વપણાનું માન આપે છે. અને આ લોકાનંદકર ચંદ્ર શિતરશ્મિ કહેવાય છે; તે વાત મારા અનુભવમાં વિપરીતપણે વરતાવાથી અઘટિત જણાય છે. કારણ કે તમો બન્નો મારો વધ કરવામાં ઉલટી રીતે વર્તો છો. જેના મધ્યમાં મનોહરહીમ રહેલો છે. એવો ચંદ્ર પોતાના કિર્ણોવડે મારા ઉપર અગ્નિ વરસાવી રહ્યો છે. અને તું પણ તારા કુસુમ બાણ વરસાવી વજ્રથી પણ અધીક માર મારે છે.

### ગરબી.

(સાંભળને તું સજની મારી રજની ક્યાં રમીઆવીજી એ રાગ)
પલંગ બિછાવ્યો પ્રેમે કરીને, અત્તર છાંટયું અપારજી;
પુષ્પતણી તો ચાદર ઓઢી, પુષ્પના પેર્યા હારરે. નિદ્રા ન આવેજી.
હાંડી તકતા ને ઝમરૂખો, વૈભવનો નથી પારજી;
તુજવિના તે શુન્ય લાગે છે, પ્યારી પ્રાણ આધારરે. નિદ્રા.
વાજીંત્ર મુજને વાલાં હતાં તે, દવલાં થઈ દુઃખ આપેજી;
સુંદરસુર જે સારંગીકેરો, કાળજડાંને કાપે રે. નિદ્રા.
કનક જેવી કાન્તી હતી તે, કરમાઈ કાળી થઈ છે જી;
વિયોગવનિતા તાહરો થાતાં, શુદ્ધ બુદ્ધ મારી ગઇ છેરે. નિદ્રા.

આતસ વિના આ અંગ દાઝે, લાગે નહીં કાંઈ સારૂંજી;
ચકોર ચંદ્રનું ધ્યાન ધરે છે, ધ્યાન ધરૂં તેમ તારૂં રે. નિદ્રા.
છેલછબીલી નવલરંગીલી, મુખડું બતાવ તું તારૂંજી;
મળવા માટે પ્યારી તુજને, મન તલપે છે મારૂં રે. નિદ્રા.
નામજ તારૂં દિલને પ્યારૂં, અન્ય અકારૂં લાગે જી;
પ્રાણ પ્રિયા તુજ મુખ મનોહર, નિરખતાં દુઃખ ભાગે રે. નિદ્રા.
સુંદર શાણી વાણી મધુરી, કાન્તી કહુ શું હું મુખથીજી;
ગૌર ગોળછે વદન મનોહર, દેખું તો થાઉં દુર દુઃખથી રે. નિદ્રા.

આટલું બોલી દિલગીરીના દરિઆમાં ડુબેલો અને કામાગ્નિના પ્રબળ તાપમાં તપાએલો ચંદ્રસેન વિરહવ્યાધીની અસહ્ય પીડાથી અતિશય દુઃખ પામી દયામણે ચહેરે પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના કરી કહેવા લાગ્યો. આહા દૈવ સઘળી સૃષ્ટિને સંકટ સમય સર્વદા સહાય કરનારો અને પ્રાણી માત્રનું પાલણપોષણ કરનારો તુંજ છે; તારી દયાદ્રષ્ટિથી પાપી પ્રાણી પણ પાપથી મુક્ત થઇ મહા સુખ મહાલે છે. એટલુંજ નહીં પણ આ આખી અવનીનો ખરો આધાર તારોજ છે; માટે હે જગનિયંતા જગદિશ્વર ઈશ્વર જે મારૂં મન હરી ગઇ, જેના માટે હું પાણીથી વિખુટી પડેલી માચ્છલીની માફક તરફડું છું, જેના માટે આ આખું અંગ આતસ વિના સળગી ઉઠયું છે. જેના મનહર મેળાપ માટે આકુળવ્યાકુળ થઇ રહ્યો છું. અને જેને જોવા ચક્ષુ ચપળતાથી ચારેતરફ અતિઆતુર થઈ અવલોકયા કરે છે અને જેના વિયોગવડે ક્રોધ પામેલા ત્રૈલોકયેશ્વર ત્રિપુરારિના નતિયલોચનથી ઉદય પામેલા પ્રલયાનળ પરીતાપે દહન થયેલો મન્મથ મારા મન સાથે નિવાસ

કરી. અંતઃકરણમાં અત્યંત અગ્નિ વરસાવી રહ્યો છે; એટલુંજ નહીં પણ જેનું એક ક્ષણ માત્ર પણ વિસ્મરણ થતું નથી અને જેના અધરામૃત પાનવીના અન્યરસ અરૂચિ ઉપજાવે છે. એ શાણી અને સદ્ગુણી દેવાંગાના ચંદ્રકળાના પ્રસરતા શિતળ કિર્ણોવડે મારા સમસ્ત અંગમાં ઉદય પામેલો અગ્નિ સમાવવા ક્યારે કૃપા કરીશ. અને હું તથા તે પતિ પત્ની ક્યારે કહેવા શું?

આમ અનેક રીતે અપશોષના આવેશમાં ઇશ્વર આગળ આજીજી કરતો ચંદ્રસેન બારી પાસે જઇ જુએ છે તો અંધકાર અસ્ત થઇ તમામ ભુમંડળ સૂર્યનાઉજ્વળ કિર્ણોથી આચ્છાદિત થયેલું જોયું. પછી નિશ્વાસ નાખી, આરામ ખુરસી ઉપર ભ્રમિત ચિત થયેલ મનુષ્યની માફક આમ તેમ આળોટવા લાગ્યો; થોડોએક વખત આમ તેમ આળોટી ઉભો થવા ઇરાદો કરે છે તેવામાં સદ્બુદ્ધી નામનો તેનો મિત્ર આવ્યો અને ચંદ્રસેનનો ચહેરો ચિંતાગ્નિથી દગ્ધ થયેલો જોઈ બોલ્યો.

**સદ્બુદ્ધી**—મિત્ર, આપ અહોનિશ આનંદમાંજ મગ્ન રહોછો, દિલને દિલગીરી ગમતી નથી, અને આજે એવું શું સંકટ આવી પડ્યું છે? કે જેથી નેત્રનો વિલાસ દુર થયો છે, માર્મિક વચનો મુખમાં જણાતાં નથી, તેમજ ચકચકિત ચહેરાનો ચળકાટ અને ખુશનું ભરેલો દેખાવ દુર થઇ, દુઃખરૂપિ શ્યામરંગની છાંયા, આખા અંગ ઉપર છવાઇ ગઈ છે; એટલુંજ નહીં પણ ગાનતાન ત્યાગી, બેભાન થઇ બેઠાછો; તો એવા કયા પ્રબળ દુઃખમાં ડુબી ગયાછો, તે ત્વરાથી જણાવો; કે જેથી દુઃખરૂપિ અંધકારનો નાશ કરવા, અને સુખરૂપિ શશિને ઉદય કરવા ઉદ્યમી થઇએ.

**ચંદ્રસેન**—( નિશ્વાસ નાખીને ) મિત્ર, મારા અંતઃકરણમાં ઊત્પન્ન થયેલ આતસને ઓલવનાર, એક ઇશ્વરજ છે. શિવાય અન્યથી બની શકે એમ આશા રહેતી નથી.

**સદ્બુદ્ધિ**—( જરા મગરૂબીથી ) અરે ! એવું કયું કષ્ટ છે કે મનુષ્યથી મુક્ત ન થાય ? તમારાં ચાહે તેટલાં સંકટોનો નાશ કરવા ઈશ્વર કૃપાએ હું શકિતવાન થઈશ. પરંતુ કૃપા કરી કહો કે શું સંકટ છે ?

**ચંદ્રસેન**—પ્રિય ભાઈ, આપ મારા દિલોજાન દોસ્ત છો, તેમજ સુખ દુખના સાથી છો, એટલુંજ નહીં પણ સર્વ ગુણ સંપન્ન અને મિત્રની ખરી ફરજ બજાવવામાં નિપુણ છો, તેથી કહુંછું કે હું ગઇ કાલે સાંજસમય ઊપવનની અદ્ભુત આશ્ચર્ય ઉત્પન્ન કરનારી લિલા જોતો જોતો, નિલ સરોવરના કિનારા ઉપર ગયો; અને ત્યાં કેટલીએક સાહેલીઓના સાથમાં, એક મનહર મુગ્ધાને જોતાંજ, આ ઉદાસી આખા અંગમાં નિવાસીત થઈ છે. તે તારૂણીનાં ખુબી ભરેલાં દરેક અવયવો નિરખી નિરખીને જોયા પહેલાં તો તે શાણી સુંદરીએ મારૂં મન હરી લીધું. મારો પ્રેમ તેણે મેળવી લીધો. અને તેના મુખ ચંદ્રને નિરંતર નિરખવા આ ચકોરને અધીરો કરી મુક્યો. એટલુંજ નહીં પણ તે લલિત લલનાએ ચાલતી વખત જરા મુખ મલકાવી પ્રેમ કટાક્ષનું તિક્ષણ તિર મારા હૃદયને વિશે માર્યું. ત્યારથીઃ—

**દોહરો.**

સકળ સુખ નીવારીઆં, લાગી લગની અંગ;
રટણ રેનદિન લાગિયું, કરવા તેનો સંગ.

**સદ્બુદ્ધી**—હે મિત્ર તે એવી તે કેવી બાળી રૂપાળી છે, કે જેને મળવા માટે આપ આટલા બધા આતુર થઈ રહ્યા છો; અને તેનું નામ એક ક્ષણ વિસ્મરણ કરતા નથી.

**ચંદ્રસેન**— સવૈયો.

ચંદ્રસમાન સુશોભિ છે મુખ દુઃખ વિદારણદિલ્લ ખુશકારી;
નેત્ર કટાક્ષતણે ચળકાટ કર્યું દિલ ઘાયલ પુરણ પ્યારી.
અંગ ઉમંગ અથાગ ધરી, સખી સંગ મળી સરતિર જે બાળી;
સુંદર ચંચળ નાર સકોમળ, અદ્યાપિ નજરે ન નિહાળી.

હે મિત્ર, જે મનહર મુગ્ધા મારૂં મન મોહદધીમાં ડુબાવી ગઈ, અને જેનું સ્મરણ વિસ્મરણ થતું નથી; તેના તુલ્ય કાન્તીવાળી કામિનીઓ કવચિત્‌જ હશે. કેમકે જેના ચકિત હરીણી સમાન નેત્રયુગલ નિરખતાં મોટા મુનિશ્વરોની વૃતિ પણ અચળ રહેવા આશા રહેતી નથી. અને જેના મયુરગ્રહે સમાન કેશપાસમાં ગુથેલાં કમળોની સુંદર સુગંધી સારૂ ભમરાઓ આતુરતાથી આસપાસ ગુંજાર કરવા ઉત્કંઠા ધરાવે છે; વળી જેના પક્વબિંબ સરખા ઓષ્ટોની અનોપમતા અને મૃદુ મૃદુ હસતી વેળાએ મુખ માહેલા દેખાતા દાંતોની, મૌક્તિક સર સમાન સુશોભિત ધવલ પંક્તિની સુંદરતા જોતાં શાણા અને સુજ્ઞ પુરૂષો પણ મોહદધીમાં ડુબ્યા વિના રહે નહીં. એટલુંજ નહીં પણ તેના મુખ ચંદ્રના તેજપુંજ પ્રતાપ સમિપે શશિ પણ નિસ્તેજ દેખાય છે. હરી હરી ! ! એ કોમળાંગી ક્યારે પ્રાપ્ત થશે. (આટલું બોલી પલંગપર પડી જાયછે).

**સદ્બુદ્ધી**—અરે મિત્ર આપ આમ એકદમ ધૈર્ય છોડી અધીરા થઇ જાવછો, તે શું વ્યાજબી છે. નહીં, નહીં, મિત્ર આપ

સરખા શાણા સજ્જનોએ સંકટ સમય સચેતપણે સંકટનું સમાધાન કરવું જોઇએ. પણ હિંમત હારી બીનયત્ને બેસી રહેવું નહીં.

**ચંદ્રસેન**—(નિશ્વાસ નાખીને) હા મિત્ર એ સઘળું સત્ય છે. પણ જ્યાં સુધી પ્રેમીલી પ્યારીનો સુખદાઈ સંયોગ થયો નથી. ત્યાં-સુધી અનંગનું અંગમાં આવાગમન થવાથી ઉપજેલો આતરા ઓલવાશે, એમ આશા રહેતી નથી. એટલુંજ નહી પણ જ્યાં સુધી એ શશિમુખી શાણી અને સદ્‌ગુણી સુંદરી સાથે સબંધ થયો નથી ત્યાં સુધી જીવીત પણ નિષ્ફળ છે.

**સદ્‌બુદ્ધી**—(મનમાં) ખરે ખર ચંદ્રસેનનું ચિત્ત ચતુર ચતુરાના ચરિત્રની ચાલાકીથી ચળીત થયેલું છે. નહીં તો આમ હોય નહીં (સ્વગત) મિત્ર આપનો અત્યંત આગ્રહ છે તો તે કામ કરવા મારાથી બનશે. એટલો આશ્રય આપી આપની ઇચ્છા પરીપુરણ પાડવા પ્રયત્ન કરીશ. પણ તે પદ્મણી કોણ હતી તે તો કહો.

**ચંદ્રસેન**—મિત્ર તે આપણા ગામના નગરશેઠના શેઠ માધવ ચંદ્રશેઠની પુત્રી ચંદ્રકળા હતી. કેમ હવે ઓળખી?

**સદ્‌બુદ્ધી**—હા હા, મિત્ર તેને તો હું સારી રીતે ઓળખું-છું. અને તેની ખુબસુરતી પણ તમારા કહેવા પ્રમાણેજ છે વળી તે સ્વભાવે પણ સારી અને મૃદુ ભાષણી છે. કારણ કે હું તેને ત્યાં એક દિવસ કાંઇ કામના પ્રસંગે ગયો હતો ત્યારે તે પોતાની સરખી સખીઓ સાથે પુસ્તકાલયમાં બેઠી બેઠી પુસ્તકો દ્રષ્ટિ ગોચર કરતી હતી.

**ચંદ્રસેન**—હા, પણ તેમાં વળ્યું શું ?

**સદ્બુદ્ધી**—મિત્ર આપ એક પત્રમાં આપને ઉપજેલ વિરહ-વ્યાધીનું વિવેચન અને તેની દુઃખદાઇ જુદાઈનો ચિતાર ચિત્રીને (લખીને) મને આપો; એટલે હું તે પત્ર માલણ મારફત તેને પ-હોંચતો કરીશ.

**ચંદ્રસેન**—પત્ર તો મેં લખીજ રાખ્યો છે. પણ તે કોની સાથે મોકલાવવો, એજ અપશોષ હતો. પણ ઠીક માળણ તો આ આવી.

**સદ્બુદ્ધી**—ઠીક થયું લ્યો; આપણને આંટો આળશ્યો. (મા-ળણને પાસે બોલાવી. ચંદ્રસેને લખેલી ચીઠી ચંદ્રકળાને આપવા આપે છે. અને તે લઇ માળણ પોતાના ઘરતરફ જવા લાગી. )

**ચંદ્રસેન**—(માળણને પાછી બોલાવીને ) જોહો, આપત્રીકા બીજા કોઇને હાથ જાય નહીં; તેમજ તેને (ચંદ્રકળાને) આપતાં એકદમ મારૂં નામ પણ લેવું નહીં; અને યુક્તિથી આપવી. પછી તેનો પ્રેમ હોય તોજ મારૂં નામ આપજે.

**માલણ**— બહુ સારૂ સાહેબ, આપ એ બાબત નિશ્ચિંત ર-હો. કારણ કે તે ચંદ્રકળા હમેશાં બાગમાં આવે છે; માટે આજ આવશે ત્યારે યુક્તિથી આપીશ. આપ ફીકર નહીં કરશો.

**ચંદ્રસેન**—ઠીક પણ પાછો પ્રત્યુત્તર તુરત લાવજે.

**માલણ**—બહુ સારૂં. (જાય છે.)



# પ્રકરણ ૪ થું.

ચંદ્રસેનથી વિખુટી પડેલી ચંદ્રકળા પણ ચંદ્રસેનનું ચિંત્વન ચુકી નહોતી; ચંદ્રકળા પોતાને ઘેર આવી, વિવિધ પ્રકારનાં ભાવતાં ભોજનો અને સુખશય્યાનો ત્યાગ કરી પોતાના શયન ભુવનમાં માત્ર એક ફાટેલી તુટેલી ગોદડી પૃથ્વીપર પાથરી પડી રહી; અને મહા કષ્ટે કરી, રાત્રી નિર્ગમન કરી, પાછી પ્રાતઃકાળમાં પણ ચદ્રસેનનું ચિંત્વન કરવા લાગી. પરમ દુઃખમાં બેઠેલી અનેક તર્ક વિતર્ક કરતી. દિર્ધનિશ્વાસ નાખતી, સમસ્ત સુખનાં સાધનો દુઃખદાઇ દેખતી, અને વિર્હાગ્નિના પ્રબળ પરીતાપ પ્રતાપે પરમપીડા પામવાથી અંતરમાં ઉત્પન્ન થયેલ અપશોષના આવેશમાં-આંખોએ આવેલ અશ્રુ અંગ ઉપર ઓઢેલી ઓઢણીના છેડાવતી લુછતી હતી. તેવામાં ચંપા નાગની તેની સખી આવી; અને ચંદ્રકળાને ચિંતાતુર થયેલી જોઇ બોલી,

**ચંપા**—પ્રિયસખી તું આજે એવા શું ઉંડા વિચારમાં ઉતરી પડીછે કે? જેથી તારૂં મુખકમળ કરમાયેલું દેખાય છે ? નેત્રો ઉડાં ઉતરી ગયાં છે, શરીર સુકાઇ ગયું છે, કનકમય કાયાની કાન્તીને કાળાશ લાગી ગઇ છે; એટલુંજ નહીં પણ શરીરની સઘળી સુંદરતા નાશ પામી છે, અને પરમપીડના ગંભિર વિચારમાં લીન થઇ બહાવરી બની બોલતી પણ નથી.

**ચંદ્રકળા**—(અપશોષના આવેશમાં નિશ્વાસ નાખીને ) શાણી સખી હું જે દુઃખ દરીઆમાં દડી પડી દુર્દશાએ પહોચી છું અને અંતઃકરણનો આનંદવિલાસ વિસરજન કરી બેઠી છું તે કારણ કહેતાં મારી જીભ્હા ઉપડતી નથી; તોપણ તું મારી વ્હાલી અ-

ને સદ્ગુણી સખી છો. જેથી કહું છુંકે હું હવા ખાવા માટે ગઇ કાલે સાંજ સમે કેટલીએક સખીઓ સહવર્તમાન નિલસરોવરના કિનારા ઉપર સરોવરની વિવિધ પ્રકારની રચના જોઇ ખુશી થતી પરમાનંદ પામતી ફરતી હતી; તેમજ સુંદર પુષ્પોની સુગંધી સાથ મંદ મંદ પવનની લ્હેરો આનંદમાં અધીક અધીક ઉમેરો કરતી હતી; તેવામાં ત્યાં અકસ્માત એક ઉગતી યુવાનીનો અને ચંચળ તેમજ ખુબસુરતી વાળો પુરૂષ આવ્યો. અને તેને જોતાંજ મારૂં મન તે ચંચળ ચિત્તવાળા ચતુર પુરૂષ તરફ ખેંચાયુ; અને તેને હું એક નજરથી જોવા લાગી; પછી પ્રેમપાસથી પીડા પામતી હું તે યુવાન પુરૂષની આગળ જઈ તેને બોલાવી તેના મૃદુ ભાષણથી મારા શ્રવણ પવિત્ર કરવા ચાહતી હતી; તેવામાંતો સાથે રહેલી સખીઓએ સાદ પાડયો કે ચાલો. આ વખત મારૂં મન તદન તેનેજ તાબે થઈ ગયું હતું; જેથી મારૂં અને તેનું જુદું પડવું થયું. અને એકબીજાના સામું જોઈ મુખ મલકાવી પ્રેમકટાક્ષ ફેંકવા બંધ કરી, ઘરતરફ આવી ત્યારથી આ અંતઃકરણ ઉદાસીના બોધ સાથે અથડાતું અટકતું નથી.

**ચંપા**—સખી, તે તારૂં મન હરણ કરી જનારો અને પ્રિતીના પ્રભાવે પીડા પમાડનારો પુરૂષ કોણ હતો; તે તું જાણે છે?

**ચંદ્રકળા**—હા, હા, મારી વ્હાલી સખી હું તેને સારી રીતે જાણું છું. તે આપણા ગામના નિતીસાગર પ્રધાનનો પુત્ર ચંદ્રસેન હતો.

**ચંપા**—બેન તારૂં ધારવું તો ખરેખર છે. ચંદ્રસેન પણ તારા લાયક અને રૂપ ગુણે પણ તારા જેવોજ છે. પણ તું ફીકર ન-

હીં કરીશ; ઈશ્વર ઈચ્છાએ તારી સઘળી મનોવૃતી થોડાજ દિવસમાં પાર પાડવા પ્રયત્ન કરીશ; કારણ કે હજુ તે ચંદ્રસેન કુંવારો છે અને તું પણ કુંવારી છો; જેથી તારો અને તેનો સબંધ થવા હું ગમે તે યુક્તિ શોધી કાઢીશ.

**ચંદ્રકળા**—અરે! પણ જેના વિયોગવડે રતિપતિ મારા હૃદયને વિશે નિવાસ કરી મારા સમસ્ત શરીરને સળગાવી નાખે છે; તે શું પ્રાણાધીક પ્યારાના દર્શન વીના શાન્તી પામશે? નહીં નહીં કદિ નહીં પામે. જ્યારે તે પ્રાણ પ્યારો દયાદ્રષ્ટિથી અમીની વૃષ્ટિ કરશે ત્યારેજ વિરહાગ્નિથી વ્યાકુળ થયેલો આ આત્મા શાન્તી પામશે; શિવાય એક પણ ઇલાજ ઉપયોગનો નથી. શિવ, શિવ, શિવ! એ ચંદ્રસેનની ભેટ કયારે થશે. (આટલુ બોલી બેઠેલે સ્થળે ઢળી પડે છે. )

**ચંપા**—પ્યારી સખી, તું એમ એકદમ અધીરી નહીં થા. ચાલ મારી સાથે તારા પ્યારાના દર્શન કરાવું કેમકે તે(ચંદ્રસેન) પણ બાગમાં આવ્યા હશે. પણ જોજો! જ્યાં સુધી તારો અને તેનો પવિત્ર સબંધ થયો નથી, ત્યાં સુધી તેની સાથે દુરાગ્રહ દર્શાવતી નહીં.

ચંદ્રકળા ( જરા શાન્તી પામીને ) ઠીક લે; ચાલ બાગમાં જઇએ. ( જાય છે )

બન્ને બાળાઓ બાગમાં આવી, આતુરતાભરી આંખોએ ચંદ્રસેનનું ચિંત્વન કરતી ફરતી હતી; અને ચંદ્રસેન કયારે આવશે, તેમજ તે તેના મુખચંદ્રનાં દર્શન દઈ દ્રષ્ટિને કયારે આનંદ આપશે, અને તે તેના નેત્રોથી પ્રસરતા અમૃતની વૃષ્ટિથી હૃદયમાં ઉત્પન્ન થ-

યેલ્ર મનોભાવાગ્નિને શાન્તી ક્યારે પમાડશે, અને તે તેના યોવન મદગાં માહાલનો માહાલતો મારીપાસે આવી, મારૂંમન મગ્ન ક્યારે કરશે? એમ અનેક તર્ક વિતર્ક કરતી ચંદ્રકળા ફરતી ફરતી માલણુના આશ્રમ આગળ આવી ઉભી રહી. ચંદ્રકળાને દ્રષ્ટિથી દીઠી કે તુરત રાહ જોઇ રહેલી માલણુ ઉભી થઈ, આસના વાસના કરવા લાગી; અને કેટલાંએક ફળ ફુલ લાવી, ચંદ્રકળાને અર્પણુ કરી, પોતાના આશ્રગમાં વિશ્રાગ લેવા, વિનંતી કરવા લાગી; પછી સખી સહિત ચંદ્રકળા બેઠી, કે તુર્તજ માલણુ ચંદ્રસેનની લખેલી ચિઠી ચંદ્રકળાને આપી, નમ્રતાથી કહેવા લાગી; કે બેન ચંદ્રકળા આ પત્ર કોઈ એક યુવાન પુરૂપ મુકી ગયો છે, તો તું જોતોખરી કે ઊપયોગી છે કે નિરૂપયોગી ? ( ચંદ્રકળા ચિઠી વાંચે છે )

પ્રાણુપ્રિય, તારૂં અંતઃકરણુ અનુરાગી છે; અને દયા દેવી દિલમાં નિવાસીન છે. એમ ધારી આ પત્રીકા પાઠવતાં આશા રાખુંછું; કે તેનો સંતોષકારક પ્રત્યુત્તર મળશે.

### દોહરો.

સાંજ સમય હું શોખથી, ગયો સરોવર તીર;
ત્યાં તારૂણી તુજને, જોતાં થયો અધીર.

### હરીગીત છંદ.

મન મગ્ન થાવા સરતિરે ફરતો હતો આનંદમાં,
જોતો હતો જળને વિશે પ્રતીબિંબ વૃક્ષ વૃંદના;
સીતમંદ સુગંધી લ્હેરો આવતી હતી મુજ ભણી,
અતિ આપતી આનંદ લ્હેરો પીક ત્યાં ટીહુ ટીહુ ભણી;
એને સમે મુજ અંગમાં આનંદ રંગ રહ્યો ઠરી,

ત્યાં આવી તું લટકાળી નારી યોવનાળી મદભરી;
ચાલ ચંચળ ચાલીવાલી ચતુરાઇ જણાવી ચારૂતેં,
પછી મુખના મૃદુહાસ્યથી મોહિત કર્યું મન મારૂં તેં.
કાન્તા કાન્તી દેખાડી તારી કાન્તી મૂજ લીધી હરી,
કરી કતલ તું મુજ કાળજું પછી ઘર ભણી પાછી ફરી;
ચોરિ કરવા ચોર આવી ચિત્ત ખચીત ચોરી ગઇ,
કરી નેત્રનાં નખરાં અરે તું પ્યાર મુજ ખેંચી ગઇ.
પ્રેમ પ્યાલી પાનથી તું ભ્રમિત ચિત્ત કરતી ગઇ,
વળી પ્રેમ પયોધી વિશે પ્રિય પ્રાણને હરતી ગઇ;
આવ્યો હતો આનંદથી વધારવા આનંદને,
ઉલટું થયું ગહા દુઃખને વિસર્યો હું સુખાનંદને.
મદનકેરો તાપ આજે સહન મુજથી થાતો નથી,
વાલી થતાં વિયોગ તારો કષ્ટની કાંઈ હદ નથી;
દુઃખતણું દળ કટક દેખી અંતર પિડા ઉપજી ઘણી,
ત્યાં તર્ક એક સુભ આવીઓ તે માન્ય કિધો મણીગણી;
કેં પત્ર લખું હું પ્યારીને મુજ પ્રેમ કષ્ટ જણાવવા,
તેથી લખું છું ગુપ્ત રીતે પ્યારી પ્રેમ પત્રીકા;
માટે મુકી દઈ માનને તું માન્ય કર મુજ માગણી,
દુઃખ માહરૂં મેં તૂજને ઉપર જણાવ્યું વર્ણવી.
તેથી કરી મુજ મનતણા વિચાર તું સમજી હશે,
કર મ્હેર મનમાં લ્હેર લાવી દુઃખદ સઘળાં દુર ખસે;
કરૂં પ્રેમથી પ્રણામ આજે સુંદરજીના શ્યામને,
કર પુરણું તું પ્રભુ પ્રેમથી દિનદાસના મન કામને.

જેમ પ્રેમ પાન કરવાને આતુરતા ધરાવનાર રસિક પુરૂષો પ્રેમામૃત નિરખી તે મેળવવાને ઉત્કંઠી થાય છે. અને યોવન રૂપિ અનુપમ બાગને ખીલેલો જોઈ તેના પુષ્પનો ભોગી ભ્રમર તેની સુવાસ સારૂ મોહ પામે છે; અને તે સુવાસ લેવા જતાં; ચાહે તેટલાં વિઘ્નો નડે તો પણ ત્યાં જવા ઉત્સાહ ધરાવે છે. તેમજ હે પ્રાણ પ્યારી હું પણ તારા અધરામૃતનું પાન કરવા અતિ આતુર થઇ રહ્યો છું. અને જેમ અરૂણને ઉદય પામેલો જોઇ કમળો પ્રફુલિત થાય છે તેમજ હે પ્રાણ પ્યારી તારા મનોહર મુખના દર્શથી મારૂં હૃદય કમળ પ્રફુલિત થયું હતું. પણ તે પાછું અરૂણ અસ્ત થવાથી ખીલેલાં કમળો બીડાઈ જાય છે; તેમજ તુંને અદ્રશ્ય થયેલી જોઈ મારૂં હૃદયકમળ સુન્ય સ્થિતીને પામ્યું છે; એટલુંજ નહીં પણ જ્યારથી તારી મનહર મુરતી નિહાળી છે ત્યારથી ખાનપાન અને ગાનતાન ત્યાગી બેભાન થઇ, તારૂં સ્મરણ વિસ્મરણ કરતો નથી; અને તારા સુખદાઇ સંયોગ શિવાય અન્ય કથા અરૂચી ઉપજાવે છે; તેમજ આ એક ક્ષણ જાય છે, તે દુઃખથી ભરેલા કોટી કલ્પ સમાન દિર્ઘ દેખાય છે.

## श्लोक.

चंद्रश्चंडकरायतेमृदुगतिर्वातोपिवज्रायते ।
माल्यस्रूचिकुलायतेमलयजालेपस्फुलिंगायते ॥
रात्रीकल्पसतायतेविधिवसात्प्राणोपिभारायते ।
हाहंतःप्रमदावियोगसमयोसंहारकालायते ॥

**અર્થ:**—શિત રશ્મિ ચંદ્ર મને સૂર્યના પ્રચંડ કિર્ણો સમાન પરીતાપ પમાડે છે, મૃદુગતિ વાળો પવન વજ્ર સમાન ભારમાન થાય છે, અને માળાઓ સુચિકુલ સમાન ( સોયો સમાન ) સંતાપ પમાડે છે, મલયાગીરી ચંદનના લેપ સ્ફુલિંગવત (અંગારા સમાન) વ્યથા પમાડે છે, રાત્રીઓ સત્કલ્પ સમાન દિર્ઘ દેખાય છે, અને દૈવસપણાથી વહનકરતા પ્રાણ પણ ભાર પમાડે છે; અહો ! પ્રમદા વિયોગનો સમય સંહારકાળ સમાન જણાય છે.

## श्लोक.

**हारोजलार्द्रवसंनंनलिनीदलानि।**
**प्रालेयशीकरमुचस्तुहीनासुभासः ॥**
**यस्येन्धनानिसरसानिचचंदनानिः ।**
**निर्वाणमेष्यतिकथंसमनोभवाग्निः ॥**

**અર્થ:**—મુક્તા માલતિ આદિના હાર ચંદનયુક્ત શિતળ જલાર્દ્ર વસનનળિની દળવડે વહરાતા, મંદ સુગંધી શિતળ સમિર પ્રાલેય શિકરના મુકવાવાળા ચંદ્રકાન્તી આદિ વસ્તુઓ જેના કાષ્ટરૂપે રહી, મનોભાવાગ્નિ પ્રદિપ્ત કરે છે, અને સરસ ચંદનાદી વસ્તુઓ જેના ઈંધનરૂપે રહી છે, એવો મનોભાવાગ્નિ તે શિતળ પદાર્થોથી કેમ શાન્તી પામશે ? અર્થાંત હાર, પાણીથી પલાળેલાં વસ્ત્રો, કમળનાં પત્રો, ઝાકળરૂપિ વરસાદનું પડવું, ચંદ્રનો પ્રકાસ અને ખુશબોદાર ચંદન એ જેના પ્રજ્વાળવાનાં ( બાળવાનાં ) સાધનો છે, તે કામદેવરૂપિ અગ્નિ શિતળ પદાર્થોથી કેમ શાન્તી પામશે ? માટે

હે વિલોલનયના, હવે તારા સુપલ્લવ સારખા શોભિતા હસ્ત કમળથી અંકિત થયેલી કૃપા જળતુલ્ય એક પ્રેમ પત્રીકા પાઠવી, તારા પ્રેમ પાસમાં પડેલા પ્રેમી પ્રાણીના જલતા જીગરને શાન્તી પમાડ. લીખીતંગ તારા સુખદાઈ સંયોગથી સંસારનાં સઘળાં સુખ માનનારો અને પ્રેમામૃત પીવાને અધીરો ચંદ્રસેન.

પત્ર વાંચી ચતુર ચંદ્રકળાની કળા ચડવા લાગી, ચિત્તની ચતુરાઈ વધવા લાગી, અને અંતઃકરણમાં આનંદના ઉભરા ઉપરાઉપરી આવવા લાગ્યા, શરીરની સુંદીરતા સઘળી ખીલી નીકળી; પ્રથમની પથરાયેલી પિળાશ ઉડી ગઇ, અને અંગ ઉપર ગુલાબી રંગ છવાઈ ગયો; નેત્રોમાંથી નિકળતા ઉષ્ણ જળના બિંદુઓ અને વિભ્રમતાનો દેખાવ દુર થયો, પ્રેમ ઝળકવા લાગ્યો, અને સુકાયેલા ઓષ્ટો અમિથી ઓપવા લાગ્યા. પછી સંતોષાનંદમાં મગ્ન બની, પત્રને હૃદય સાથે ચાંપી ચુમ્બન કરવા લાગી. આમ એકદમ ફારફેર થયેલો જોઈ, ચંપાના ચિત્તને આનંદ થયો; અને માલણ પણ ધારેલી ધારણા પાર પડશે, એમ જાણી હર્ષ પામવા લાગી. પછી અજાણી થઈ બોલી, કેમ બેન, શું લખ્યું છે ? ચંદ્રકળા બોલી,- જે લખ્યું છે, તે તારાથી અજાણ્યું નહીં હોય; પણ કહેતો ખરી, કે પત્ર આપતી વેળાએ તુને શું કહ્યું છે ? માલણ મુખ મરકાવીને બોલી, કે તેઓએ તો કહ્યુ છે કે પાછો પ્રત્યુત્તર સત્વર લાવજે. ( ચંદ્રકળા ચિઠી લખીને માલણને ) લે, આ પ્રત્યુત્તર તેને આપજે, અને મારા પ્રણામ કહેજે.

માલણને ચંદ્રકળાએ ચિઠી આપી કે તુર્તજ માલણ પ્રેમ ગઘના નિશાથી બેભાન બનેલો, અને આકુળ વ્યાકુળ થયેલા ચં-

દ્રસેનને ત્યાં ગઇ; અને તેને ત્યાં જઇ જુએ છે. તો ચંદ્રસેન પોતાની બેઠકમાં તર્ક સિંધુના તરંગો સાથે અથડાઇ અથડાઈને થાકી જવાથી નિદ્રાને સ્વાધીન થયો હતો. પછી માલણે સાદ પાડી જાગૃત કર્યો એટલે આળશ મરડી ઉભો થયો. અને માલણને સત્કાર સહિત આસન આપી પોતાની પાસે બેસારી પુછવા લાગ્યો. ( માલણને ) કેમ શું સમાચાર છે? ( માલણ બોલી ) સમાચાર સારા છે. સાહેબ લ્યો આ તમારા પત્રનો પ્રત્યુત્તર (એમ કહી ચંદ્રકળાએ આપેલી ચાઠી આપે છે. તે લઈ ચંદ્રસેન વાંચે છે.)

મારા પ્રાણ પ્રિય ચંદ્રસેન જ્યારથી આપના મુખચંદ્રનું દર્શન થયું છે. ત્યારથીજ આપની હમેશાની દાસી થઇ ચુકી છું. આપના વિયોગવડે મારી કેવી દશા થઈ હતી, તે હવે જણાવવા જરૂર રહી નથી; કારણ કે જેવો પ્રેમ મારા મનમાં નિવાસિત છે. તેવોજ પ્રેમ આપના અંતઃકરણમાં બિરાજમાન છે; એટલે એ બાબત વધારે વિવેચન આપતી નથી; જો કે હું આપ ઉપર એક પત્ર લખવા ચાહતી હતી. તોપણ જેમ આપના દિલને ડર લાગતો હતો. એજ પ્રમાણે મને પણ થતું હતું; જેથી મનમાંજ સમજી રહી હતી; હવે હજારો વિઘ્નો નડે, યાને ચાહે તેમ થાય તોપણ હું મારો અડગ નિશ્ચય ડગવા દેવાની નથી; અને આપ વીના આ અવનીના તમામ પુરૂષોને બંધુ બરોબર ગણું છું. કદાચિત્ ક્રોડાધીપતિ સાહુકારો કે મોટા મહીપતિઓ અને મનહર કાન્તીવાળા પુરૂષોથી પણ આ દાસીનું દિલ ડગે તેમ નથી; ફકત આપનો નિશ્ચય હોવો જોઈએ. વળી હું કોઇ પુરા પ્રેમીના ચરણમાં કિંકરી થઇ રહેવા અને દુનિઆના સુખનો અનુભવ કરવા ઇચ્છતી હતી,

તેવામાં મારા સુભાગ્યના પ્રભાવે આપ સરખા સર્વ ગુણ સંપન્ન અને લાયક પુરૂષની મારા ઉપર મહેરબાની થઇ. માટે હવે કૃપા કરી દાસીની વિનંતી ધ્યાનમાં લઇ મને શરણે રાખો. બાદ આવતી કાલે બાગમાં પધારી આપનું પ્રકાશ પામેલા પુર્ણતમાલી સમાન સુશોભિત મુખકમળનું દર્શન કરાવી દાસીને દુર્દશાથી મુક્ત કરશો. લીખીતંગ આપના ચરણ ચાહનારી ચંદ્રકળાના પ્રણામ અંગિકાર કરશો.

પત્ર વાંચતાંજ ચંદ્રસેનના ચિત્તમાંથી ચિંતાગ્નિએ પોતાનો પંઝો ઉઠાવી લીધો. અને અનંગરંગથી અંગ ઉપર શ્યામ રંગ છવાઇ ગયો હતો, તે નાશ પામ્યો. અને શોકાગ્નિથી દગ્ધ થયેલો ચહેરો પણ ચળકવા લાગ્યો; પછી હર્ષઘેલો બનેલો ચંદ્રસેન પોતાની પેટીમાંથી સોના મહોરની મુઠી ભરી માળણને આપી, અને કહ્યું કે આવતી કાલે ઉપવનની અલૌકીક રચના જોવા કોમળાંગી ચંદ્રકળા આવશે; માટે તેની આગતાસ્વાગતા કરજે ત્યાં હું પણ આવીશ. માલણ બોલી, બહુ સારૂં સાહેબ પધારજો. હવે હું રજા લઊંછું. ( જાયછે )

---

## પ્રકરણ ૫ મું.

બીજે દિવસે ચંદ્રસેનની ભેટ લેવાને આતુર થઈ રહેલી ચંદ્રકળા ચંપા સહવર્તમાન બાગમાં આવી; અને ચંદ્રસેનનું ચિંત્વન કરતી ચારે તરફ ચપળ ચક્ષુથી જોવા લાગી. થોડોએક વખત ઉપવનમાં આમતેમ આંટા મારી વૃક્ષોની ઘટામાં વિશ્રામ લેવા બેઠી; અને ચંદ્રસેન સારૂ સુંદર અને સુગંધી પુષ્પોના હાર ગજરા ગું-

થવા લાગી; તેવામાં ચંદ્રકળાને મળવા માટે ટગટમી રહેલો ચંદ્રસેન મદમસ્ત ગજેંદ્રની માફક ઝુલતો ઝુલતો આવ્યો; અને બન્ને બાળાઓને બેઠેલી જોઇ બોલ્યો. અહા ! દેવાંગનાઓ, તમે તમારા મૃદુચરણને પરીશ્રમ પમાડી આહીં આવાગમન કર્યું. જેથી હું એટલો પરમાનંદ પામું છું કે, જેનું બ્યાન કરવા હું તો શું પણ પંડિતો પણ પાર પામે નહીં. ( ચંદ્રકળા શરમીંદે ચહેરે ચંદ્રસેનના કંઠાગૃહમાં પુષ્પમાળા અર્પણ કરીને બોલી. ) પ્રિય પતિ, હવે આ દાશીના દુ:ખ સુખનો આધાર આપ ઉપર છે. ચંદ્રસેન બોલ્યો; મારી વ્હાલી તું નિશ્ચિંત થા; કારણ કે હવે હું મારો જાન જાતાં સુધી પણ તારો ત્યાગ કરીશ નહીં. પણ હવે આપણે જાહેર રીતે પરણવા પ્રયત્ન કરવો જોઈએ.

આવી રીતે ચંદ્રસેન અને ચંદ્રકળા અરસપરસ વાતવિનોદ કરી નેત્રકટાક્ષનાં તિક્ષણ તિર મારી અન્યોઅન્ય હૃદયાનંદમાં મગ્ન બની બેઠાં હતાં, તેવામાં અકસ્માત ચંદ્રકળાનો પિતા માધવચંદ્ર આવ્યો; અને તેને દુરથી દેખતાંજ ચંદ્રકળા દિલગીરીના દરિઆમાં ડુબી ગઇ; અને આકુળવ્યાકુળ થઇ, ચંદ્રસેનને કહેવા લાગી; પ્રિય પતિ હવે હું રજા લઊંછું; કારણ કે મારા પુજ્ય પિતા આહીં આવે છે. અને જો તે આપણને આવી રીતે એકાંત સ્થળે બેઠેલાં જોશે તો ગુસ્સે થશે. આટલું બોલી ચંદ્રકળા ચાલતી થઈ; એટલે ચંદ્રસેન પણ પાછળથી પોતાને ઘેર ગયો.

### દોહરો.

હર્ષ હતો હરનિશ અતિ, ગળવા શાણુા સંગ;  
ગનતણી ગનમાં રહી, પડયો રંગમાં ભંગ.

પ્રેમના ઉભરા ઠલવવાને ટમટમી રહેલી ચંદ્રકળા જ્યારે રંગમાં ભંગ થયો, અને ચંદ્રસેનથી વિખુટી પડી ઘર તરફ આવી, ત્યારે પાછું વિયોગનું દરદ તેના કલેજામાં ખુંચવા લાગ્યું; પછી વિરહ વ્યાધી વડે વ્યાકુળ થએલી ચંદ્રકળા પોતાના ઓરડામાં ગઇ; તેવામાં તેનો પિતા અને માતા ગળી, વિવાહ સબંધી વાતો કરે છે, એમ ભણકાર આવવાથી ગુપ્ત રીતે સાંભળવા લાગી.

**માલતી**—( માધવચંદ્ર શેઠને ) પ્રિય પતિ, હવે આપણે આપણી પ્રિય પુત્રી ચંદ્રકળાનાં લગ્નની તદબીર કરીએ, તો સારૂં; કારણ કે તે પરણાવવા લાયક થઇ છે; અને કન્યા કાળ ગયા પછી પરણાવવી એ આપણો ધર્મ નથી; વળી ચંપા પણ ચંદ્રકળાના વિવાહ કરવા વિનતી કરતી હતી.

**માધવચંદ્ર**—હા, પ્રિય, મને પણ અહોનિશ એજ વિચાર થયા કરે છે. પરંતુ હાલની ધીક્કારવા યોગ રૂઢી પ્રમાણે અયોગ્ય પતિ સાથે પોતાની પ્રિય પુત્રીને પરણાવી, દુઃખ દરિએ ફૂંકી દેવી, અને પાછળ પુત્રીને પીડા પામતી જોઈ, પોતે પણ પશ્ચાતાપ કરવો; એ બાબત મને બીલકુલ પસંદ નથી; પણ મારા મત પ્રમાણે તો તેના સ્વયંવર લગ્ન કરીએ તો વધારે સારૂં; કારણ કે આપણે આ એકજ પુત્રી પરણાવી, સંસારમાં લ્હાવો લેવોછે; વળી તેમ કરવાથી તે તેને યોગ્ય લાગે તેવો શાણો સદગુણી અને સુંદર સ્વરૂપ વાળો સ્વામી સોધી કાઢશે; એટલે આપણને અથવા એને કોઇ વાતનું દુઃખ થશે નહી.

**માલતી**—હા, હા, મારા ગુણજ્ઞ સ્વામિ, મારો પણ એમજ કરવાનો વિચાર છે; કારણ કે પુત્રીને પસંદ પડતા સ્વામિ સાથે

સબંધ કર્યો હોય તો કશી વાતની હરકત આવે નહીં.

**માધવચંદ્ર**—પ્રિયા, લે ત્યારે હું જોશી પાસે મંડપ મુહૂર્ત જોવરાવી આવું; અને પછી આપણે સ્વયંવરની સાંગગ્રી ભેગી કરવા તૈયારી કરીએ.

**માલતી**—( જોશીને આવતો જોઈને ) પ્રાણનાથ, જોશી તો આ આવ્યા.

**માધવચંદ્ર**—ઠીક થયું લે, જોશી તો એની મેળેજ પધાર્યા. (જોશીને) પધારો, પધારો મહારાજ, અમે તમારી રાહજ જોતાંહતાં.

**જોશી—**કેમ શેઠજી, શું હુકમ છે ?

**માધવચંદ્ર**—મહારાજ, આપણે આપણી પુત્રી ચંદ્રકળાનો સ્વયંવર કરવા વિચાર છે; માટે મુહૂર્ત ચોખુ ક્યારે છે.? તે જરા જોઇ આપો.

**જોશી**—( ટીપણુ જોઈને ) શેઠજી, સ્વયંવર મંડપનું મુહૂર્ત ચૈત્ર સુદ ચૌદશને ચંદ્રવારૂં સારૂં છે; વળી એ શિવાય એકાદ બે મુહૂર્ત છે ખરાં તથાપિ તેમાં કાંઇ અવજોગ આવે છે; અને ચૌદશને ચંદ્રવારૂં ચોખ્ખું અને નિર્વિઘ્ન મુહૂર્ત છે; પછી આપની મરજી.

**માધવચંદ્ર**—ત્યારે આપણે ચૌદશનોજ ઠરાવ રાખીએ. (માલતીને) કેમ પ્રિયા, તારી શું મરજી છે ?

**માલતી—**જેવી આપની ઇચ્છા.

**માધવચંદ્ર**—ઠીક લે, ત્યારે હું દુકાને જઉં, દેશાવર કંકોતરીઓ મોકલાવુંછું; પછી આપણે સ્વયંવરમાં જોઇતી સાંગગ્રી એકઠી કરીએ.

આ સઘળી હકીકત ચંદ્રકળા જોડેના ઓરડામાં બેઠી બેઠી

સાંભળતી હતી; જેથી દુઃખ દાવાનળથી દગ્ધ થયેલી, અને ચતુર ચંદ્રસેનનાં ચપળ ચક્ષુનાં ચરીત્રવડે ચળિત ચિત્ત થયેલી ચંદ્રકળા, પોતાનો સ્વયંવર થવાની વાત શ્રવણે સાંભળતાંજ મનોભાવાગ્નિથી ( કામદેવરૂપિ અગ્નિથી ) દહન થતી શાન્તી પામી. અને તુર્તજ પોતાની સખી ચંપાને બોલાવી સવિસ્તર હકિક્ત કહી શંભળાવી; પછી એક પત્રીકા લખી, ચંપા સાથે ચંદ્રસેનને પહોંચતી કરી. તે જ્યારે વિરહ વ્યાધીવડે પીડીત ચંદ્રશેન ને મળી ત્યારે ખુશી થઇ વાંચવા લાગ્યો. ( વાંચેછે )

પ્રિય પ્રાણનાથ ચંદ્રસેન

રંગમાં ભંગ થતાં સુસંગનો ઉમંગ દુર થયો; અને સુ સમાગમથી વિયુક્ત થતાં, પાછો અંગમાં અનંગ પીડવા લાગ્યો.

**તોટક છંદ.**

જ્યમ પોયણિને દુઃખ ચંદ્ર વિના,
ત્યમ પંકજને દુઃખ સૂર્ય વિના;
જળવીણ દુઃખી મિન જેમ બને,
ત્યમ આપવિના દુઃખ થાય મને.

હે પ્રાણ નાથ આપના વિયોગવડે હું પુરે પુરી પીડા પામું-છું; પરંતુ પરમ પ્રભુએ આપણા ઉપર દયા દૃષ્ટિ કરી, સઘળાં સંકટો સમુળાં નાશ કરવા માત્ર થોડાજ દિવસો બાકી રાખ્યા છે. કારણ કે આજરોજ મારા પુજ્ય પિતાએ અને માતાએ ચૈત્ર સુદ ચૌદશને ચંદ્રવારના દિવસ મારાં સ્વયંવર લગ્ન કરવા નક્કી કર્યું છે. અને એ પ્રસંગે દેશાવરના અને સ્વગામના શેઠીઆઓને આમંત્રણ થશે. માટે આપ પણ ત્યાં પધારી દાશીની દુર્દશા દુર કરશો.

લીખીતંગ આપની દાશી ચંદ્રકળા ચંદ્રશેન—(પત્ર વાંચીને મનમાં) આહા દૈવ ! સદ્‌મિત્ર સમાન સૃષ્ટિમાં સુભેચ્છક અને સારી સલાહ આપનાર બીજું કોણછે? કોઇ નથી. કારણ કે સદ્‌મિત્રનો સદુ્પદેશવડે, મનુષ્ય ચાહે તેવી આપ્તતમાં આવ્યો હોય, તો પણ પોતાપર આવેલ આફત અળગી કરવા યત્ન કરી ફતેહમંદ થાય છે; એટલુંજ નહીં પણ સારા મિત્રોની સોબતથી સઘળું સારૂંજ થાય છે. કહ્યુંછે કેઃ—

## श्लोक.

जाड्यंधियोहरतीसाचतीवाचिसत्यं ।
मानोन्नतिंदिशतिपापमपाकरोति ॥
चेतःप्रसादयतिदिक्षोतनोतिकीर्ति ।
सत्संगतकिथयकिंनकरोतिपुंसाम् ॥

અર્થઃ—સારી સોબતથી મનુષ્યોની બુધ્ધીના જાડ્યપણાનો નાશ થાયછે, (નિર્મળ બુધ્ધી થાયછે) વાણીનું સત્યપણું પમાયછે, માનનું અધીકપણું પ્રાપ્ત થાયછે, પાપ દુર કરે છે, ચિત્ત પ્રસન્ન કરેછે, દસ દિશાઓમાં કિર્તી વિસ્તાર પમાડે છે. વાસ્તે કહોકે, પુરૂષોને સત્સંગતી શું નથી કરતી? આ પ્રમાણે મારે મિત્રે પણું મને સારી સલાહ આપી, મારી મનોવૃતિ પાર પાડી; માટે હું તેનો આભાર કેમ ભુલું ? કદિ નહીં ભુલું.

---

# પ્રકરણ ૬ ઠું.

ચૈત્ર સુદ ચૌદશ ને ચંદ્રવારના દિવસ માધવચંદ્ર શેઠને ત્યાં મોટી ધામધુમ થઇ રહી હતી. એક સુંદર અને વિશાળ જગ્યામાં મંડપ રચ્યો હતો; મંડપમાં હાંડી, ઝુમર અને મોટા મોટા આરસા લટકાવ્યા હતા; ઉપરના ભાગમાં સુંદર અને સોનેરી બુટાવાળી ચાંદની બાંધી હતી; તેમજ થોડે થોડે અંતરે સુવર્ણ સ્થંભોમાં કોરણી કોરી ધુરંધર ધરા પતિઓનાં ચિત્રો ચિત્રેલાં હતાં મંડપની અનોપમ શોભા જોઇ સર્વ લોકો ખુશી થતા હતા; અન્ય મુલકના અને સ્વગામના શેઠીઆઓને માટે ખુરશીની બેઠક ઘણીજ સુંદર રીતે ગોઠવી હતી, તેમાં યુવાન પુરૂષો મોટા આડંબરથી ભભકો મારી બેઠા હતા; અને સર્વ કોઈ ચંદ્રકળાનું ચિંત્વન કરતા જોવાનેઅતિ આતુરતાથી ઉંચા નિચા થતા હતા; તેમજ સર્વે પોતપોતાના ચેહેરા ઉપર રૂમાલ ફેરવી માલેશ કરતા હતા; કેટલાએક મુંછ મરડી ખોંખારા ખાતા હતા; કેટલાએક મૌનપણે કાષ્ટનાં પુતળાંની પેઠે સ્તબ્ધ થઈ બેઠા હતા. આવી રીતે સઘળી સમાજ પરમાનંદ પામી, કિલ્લોલ કરતી બેઠી હતી; તેવામાં સદ્બુદ્ધી સહિત ચંદ્રસેન પણ આવ્યો. અને તેને જોતાંજ સભામાં બીરાજેલા સઘળા સદ્ગૃહસ્થોની સુંદરતા ઉડી ગઇ, અને ઝંખાશ જણાવા લાગી; તે એવી રીતે કે, નિશિપતિ ઉદય થવાથી આભામંડળમાં ઉગેલા ઉડગણો જેમ ઝાંખા જણાય છે અને દેવેંદ્ર સમિપે દેવ જેમ ઝાંખા જણાય છે તેવી રીતે ચંદ્રસેન આવવાથી સઘળી સમાજ નિસ્તેજ થઇ ગઇ. કેટલાએકે તો નિરાશ થઇ નિશ્ચય કર્યું કે હવે એ કન્યા આપણને મળવી નથી;

કારણ કે પ્રધાન પુત્ર સમાન સુંદર સ્વરૂપવાળા પુરૂષને છોડી આ- પણને વરમાળા આરોપે એમ આશા રાખવી એ નિષ્ફળ છે. આવી રીતે પોતપોતાના મન સાથે સંકલ્પ વિકલ્પ કરવા લાગ્યા. જેઓને આમંત્રણ કર્યું હતું, તેઓ તમામ મંડપમાં આવી ગયા; એટલે માધવચંદ્ર શેઠે ચંદ્રકળાને મંડપમાં આવવા આજ્ઞા આપી. પછી કેટલીએક સખીઓ સહવર્તમાન સમસ્ત શણગાર સજી મતક- રણી ( હસ્તણી ) ની માફક મહાલની મહાલતી ચંદ્રકળા મંડપના મધ્યમાં આવી ઉભી રહી. ચંદ્રકળાનો ચહેરો અને પહેરેલાં પાકુળો તેમજ જળહળીત આભુષણો અને ચાલવાની ચપળતા જોઇ જેઓ નિરાશ થયા હતા. તેઓને પાછી આશા ઉત્પન્ન થઇ; અને સઘળા શેઠીઆ પાછા પ્રથમની પેઠે સાવચેત થઇ પોતે પહેરેલાં વસ્ત્રાભુષણો રાજ કરી અક્કડ થઇ, ચંદ્રકળાની કાન્તી નિહાળવા લાગ્યા; ચંદ્રકળા મંડપમાં થોડીવાર ઉભી રહી, અને પછી તુર્તજ ચંદ્રસેનના ગળામાં માળા અર્પણ કરી. પ્રધાન પુત્ર ચંદ્રસેનાના કંઠમાં માળા અર્પણ કરવાથી માધવચંદ્ર અને તેના સઘળા સગાં સબંધી ખુશી થવા લા- ગ્યાં; અને નિતીસાગરને ખબર પડી કે તુર્તજ પોતે પોતાના પુત્રના મુખમથી પ્રસરતી વિજયવાણીવડે શ્રવણને સાફલ્ય કરવા સગાંસ્નેહિ સહવર્તમાન માધવચંદ્ર શેઠને ત્યાં આવ્યો. નિતીસાગર વિગેરે આવેલા પરોણાને માધવચંદ્ર શેઠે સારી રીતે સત્કાર કર્યો. પછી કે- ટલાએક દિવસ સુધી જાન રાખી, પોતાની પુત્રીને સારી રીતે સા- સરવાસો આપી સંતોષ પમાડી સાસરે વળાવી. આ વખત ચંદ્રસેન અને ચંદ્રકળાના હર્ષનો પાર નહોતો. તેઓ એક બીજાના સામું જોઇ ઘણાંજ ખુશી થતાં હતાં. છેવટ ઘેર આવ્યા પછી ઇશ્વરી કરણાથી

ગએલ વૈભવનો ઉપયોગ કરતાં રૂતુ રૂતુની મોજ માણી પોતાના દિવસો પરમાનંદમાં નિર્ગમન કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૭ મું.

એક દિવસ નિતીસાગર ગુણસુંદરી સાથે પોતાના નિવાસ ભુવનમાં સંસાર વ્યહવારની વાતો કરતો હતો, તેવામાં તેના અંતઃકરણમાં એકદમ ઉભરો આવી જવાથી બોલ્યો; પ્રિયા, ચંદ્રશેખરનાં ચર્ણારવિંદનું ચિંતન કરવાથી હૃદયાનંદ જનક વાણીના વિલાસ વડે, વિનોદમાં વૃદ્ધી પમાડનાર પુત્ર પ્રાપ્ત થયો; તેમજ વૈભવ વિલાસમાં પણ કિરતારની કરૂણાથી કાંઈ ખામી નથી. તો હવે આપણે સઘળાં યાત્રા કરવા જઈએ, તો વધારે સારૂં; કારણ કે સહકુટુંબને સાથે લઈ, તમામ તિર્થો કરવાં અને વિવિધ પ્રકારનાં શહેરોની વિચિત્ર વર્તણુકથી, માહેતગાર થવું; વિગેરે વિચારો મારા અંતઃકરણમાં ઉત્પન્ન થાયછે; માટે તારી શું ઈચ્છા છે? ગુણસુંદરી બોલી, પ્રાણનાથ જેવી આપની ઈચ્છા એવીજ આ અનુચરીની સમજવી કારણ કે પ્રાણાંત પર્યંત પણ હું આપની આજ્ઞા ઉલંઘન કરનાર નથી; એ નક્કી સમજવું. કહ્યું છે કેઃ—

### श्लोक.

**भर्त्तादेवोगुरुर्भर्त्ताधर्मतिर्थव्रतानिच ।**
**तस्मात्सर्वपारित्यज्यपतिमेकंभजंत्सति ॥**

**અર્થઃ**—સ્ત્રિને પતિજ દેવ, પતિજ ગુરૂ અને પાલણ પોષણ ક-

રનાર પણ પતિજ છે; તેમજ ધર્મ તિર્થ તથા વ્રત રૂપ છે; માટે સ્ત્રિઓએ સર્વને છોડી એક પતિનીજ શેવા કરવી. તો હે પ્રાણનાથ, હું પણ કરૂણાપાત્ર કિંકરી પતિ ચર્ણોદકથી પવિત્ર થનારી દાસી, આપની આજ્ઞા અનુસાર યાત્રાએ આવવા ખુશી છઉં પોતાની પ્રિયાની માધુર્યમય વાણીવડે ઝરતું અમૃત ઝીલી, શ્રવણ પવિત્ર કરવાની ઉત્કંઠા ધરાવનાર નિતીસાગર ખુસી થયો. અને તુર્તજ ચંદ્રસેનને બોલાવી પોતાના અંતઃકરણમાં આવેલ ઉભરા સહવિસ્તર કહી સંભળાવ્યા. ચંદ્રસેને પણ પોતાના પુજ્ય પિતા સાથે યાત્રાએ જવા ખુસી બતાવી જેથી બીજે દિવસે પોતાના સગાં સબંધી સહ વર્તમાન રથ, ઘોડા અને પાળા વિગેરે કેટલું એક શૈન્ય લઈ, નિતીસાગર તિર્થાટન કરવા, તૈયાર થયો. આ વખતે કેટલાંએક માણસો મળવા માટે આવેલા હતાં, તેઓને પાછા વળવા આજ્ઞા આપી, કાંચનપુર છોડી ચાલવા માંડયું. પછી પ્રભાશપાટણ, સરસ્વતી, પૃથુદકમ્ ( મોક્ષ પિપળો ) બિંદુ સરોવર, સુદર્શન, ગોકુળ મથુરાં, ગંગા, નૈમિષારણ્ય, અયોધ્યા, પ્રયાગ, ગોમતી, ગંડકી, કાશિ, ગયા, જગન્નાથ, ગંગા સાગરનો સંગમ મહેંદ્રાચળ ગીરી, સપ્તગોદાવરી, શ્રીશૈલગીરી, અદ્રિવેંકટ, બદ્રિનારાયણ, કાવેરી, શ્રીરંગ, શ્વેતબંધુરામેશ્વર, મલયાચળ, કુળાચળ, દુર્ગાદેવી, પુષ્કરરાજ, કાર્તિક સ્વામિનું તિર્થ, ગોકરણ, શિવક્ષેત્ર, સિધ્ધપુર, નારાયણ સરોવર અને દ્વારકાં વિગેરે તમામ તિર્થો પરિપુરણ થયાં, એટલે નિતીસાગરે સાથે રહેલા સઘનાં સઘળાં યાત્રાળુ સહવર્તમાન પાછું કાચનપુર તરફ ચાલવા શરૂ કર્યું. ઉનાળાના દિવસો હોવાથી તેઓ સાંજ સવાર સૂર્યની શાન્ત સ્થિતી સમય ચાલતા હતા, પરંતુ એક દિવસ એક

ગામથી બીજે ગામ જતાં, રસ્તામાં એક ઉજ્જડ અને ભયંકર અરણ્ય આવ્યું, જેમાં વાઘ, વરૂ, દિપડા, ચિત્રા અને વરાહ વિગેરે ફાડીખાનારાં ઘાતકી જનાવરોના ભિહામણા શબ્દો શ્રવણે સાંભળવાથી ભય ઉત્પન્ન થતો હતો. આવા વેરાન રાનમાંથી નિકળી બીજે ગામ જવા, તે લોકોએ પુષ્કળ સત્વરતા કરી, તથાપિ અરણ્ય વિશાળ હોવાથી, તેઓ મધ્યાનકાળ થતાં સુધીમાં પણ પાર પામ્યા નહીં. આ વખતે દિવાકર પોતાનાં ઉષ્ણ કિર્ણો અવની ઉપર વરસાવી રહ્યો હતો; જેથી મેના, પોપટ અને વિરહી વિગેરે પોતાના સુસ્વર વડે, અન્ય પ્રાણીઓને આનંદ આપનાર પક્ષિઓ, ઉતાપથી અતિ અકળાઇને આકુળ વ્યાકુળ થયેલાં પોત પોતાના માળામાં સંતાઇને બેઠાં હતાં હરણ, શિયાળ, રોઝ, રિંછ વિગેરે જનાવરો ઝાડ અને પહાડની ગુફામાં સંતાઇ ગયાં હતાં; એટલુંજ નહીં પણ રાનમાં રહેનારાં તમામ પ્રાણીઓ ગરમીને લીધે, પોત પોતાને સ્થાનકે શાન્ત થઇ બેઠાં હતાં. નિતીસાગર વિગેરે સંઘના માણસોને પણ અકળામણ થવા લાગ્યું, જેથી તેઓ સઘળા એક ગંભિર અને વિશાળ વૃક્ષની ઘટામાં વિશ્રામ લેવા ઉતરી પડ્યા, અને સાંજ સુધી ત્યાંજ રહ્યા. પછી જ્યારે અરૂણ અસ્ત થયો, ઉકળાટ શાન્ત પડ્યો, અને શિતળ સમિર વહેવા લાગ્યો, ત્યારે પાછી તેઓએ ચાલવાની તૈયારી કરી. જોકે રાત અંધારી હતી, અને જંગલ ભિહામણું હતું. તો પણ તેઓની સાથે સિપાઇઓ શૂરવિર અને હિંમત વાળા હતા, જેથી તેઓ નિશાએ નિડરપણે ચાલવા કશી ધાસ્તી ધારતા નહીં. રથ, ઘોડા, સિગ્રામ વિગેરે વાહનો મધ્ય ભાગે ચાલ્યાં જતાં હતાં. અને તેને ફરતા સઘળા શૂરા સિપાઇઓ વિંટાઈ વળયા હતા. થોડે

એક દુર ગયા, ત્યાં તો કેટલાએક મહા વિક્રાળ કાળ જેવા ભયંકર ભિલ લોકો લુંટી લેવાની લાલચે આડા આવી ઉભા રહ્યા. આગળ ચાલનારા સિપાઇઓએ આડા ઉભા રહેવાનું કારણ પૂછ્યું; પણ કાંઇ પ્રત્યુત્તર આપ્યો નહીં; ભિલ લોકોનું ટોળું મોટું અને સઘળા હથિઆરબંધ હોવાથી સિપાઇઓને શક ઉત્પન્ન થયો કે આ લોકો લુંટારા લાગે છે. આમ વિચાર કરતા હતા ત્યાં તો તેઓ ( ભિલ લોકો ) નિતીસાગરના સિપાઇઓ ઉપર તુટી પડ્યા, અને અશ્વ ઉપર ચડેલા સિપાઇઓને પગ પકડી પકડી પૃથ્વિપર પછાડવા લાગ્યા. આવી રીતે એકદમ દુશ્મન દળ કટક આવી ચડવાથી પ્રથમ થોડો ઘણો માર ખાધો ખરો, પણ પછી શુરા સિપાઈઓ શસ્ત્રો સજ્જ કરી ભીલ લોકો ઉપર એવા જોસથી ધશી પડ્યા, કે તેઓને કતલ કરવામાં કશી કચાસ રાખી નહીં. આ વખતે સમશેરો વર્ષા ૠતુમાં ચળકતી વિજળીની માફક ઝગઝગાટ કરી રહી હતી. ભીલ લોકોના હાથમાંથી છુટતાં પ્રાણને હરણ કરનારાં તિક્ષણ તિરોની સુસવાટી કોપેલા સમિર સમાન થઈ રહી હતી, બંદુકમાંથી છુટતી ગોળીઓના કડાકા સાંભળી પશુ, પક્ષી વિગેરે ઝાડ અને પહાડમાં રહેનારાં પ્રાણીઓ ભયભિત થઈ ગયાં હતાં. તિર, તલવાર, ભાલાં, બરછી અને ગોળીઓ વિગેરે શસ્ત્રોથી ભેદાએલા વિર પુરૂષોના હાથ પગ પૃથ્વિપર પડેલ શોણિતમાં ડુબેલા દેખી, ધીર પુરૂષો પણ હિમત હારી જતા હતા. આખર ભીલ લોકો હાર પામ્યા, અને નિતીસાગરના નેકી અને નિમકહલાલ નોકરો વિજય પામ્યા. ભીલ લોકો કેટલાએક નાશી ગયા, કેટલાએક મરણ પામ્યા, અને કેટલાએક જખમી થએલા પૃથ્વિપર પડ્યા પડ્યા બરાડા પાડતા હતા. આ વખત અરૂણદેવ આવનીનો અંધકાર

અસ્ત કરવા પૂર્વ દિશામાં પોતાના સપ્ત મુખી અશ્વવાળા રથમાં બેસવાની તૈયારી કરતો હતો; વિહંગ વૃંદો વૃક્ષોની શાખા ઉપર બેસી કિલ્લોલ કરતાં હતાં. રિંછ, રોઝ વિગેરે રાની પ્રાણીઓ રાનમાં આમતેમ ફરતાં હતાં. મદમસ્ત ગજેંદ્રના કુંભસ્થળ તોડી પાડવાને શક્તિ ધરાવનાર મૃગેંદ્રો પોતાની ગુફામાંથી બહાર આવી અતિ ગાઢ ગર્જના કરી રહ્યા હતા. નિર્મળ જળથી ભરેલાં સુંદર સરોવરમાં શોભતાં સૂર્ય વિકાશી કમળો અરૂણને ઉદય થતો જોઇ પોતાની પાંખડીઓ પ્રફુલિત કરતાં હતાં. પછી જ્યારે રણસંગ્રામમાં ભંગાણુ પડયુ, ત્યારે વિજય પામેલા સિપાઈ લોકો પોતાની સાથેના સિપાઇઓ જેઓ જખમી થયા હતા, તેઓની આગતાસ્વાગતા કરવા લાગ્યા; અને વિજયમાળા ધારણ કરવાની ઉત્કંઠાથી દુષ્મનો સમિપે સંગ્રામ સમય મરણ પામ્યા હતા, તેઓની ઉત્તર ક્રિયા કરવા લાગ્યા.

દુષ્મનોને જીવતા જોઇ ઇર્ષા ધરનાર નાશી ગયેલા ભીલ લોકો નિશ્ચિંત થયા નહોતા, પણ જેવા તે નાશી છુટયા તેવાજ બીજા ભીલ લોકોને એકઠા કરી સિપાઈઓ સાથે વઢી વૈર વાળવાની ઉત્પ્રેક્ષાથી પાછા ચડાઈ કરી ધશી આવ્યા. ફરીવાર આવેલા ભીલ લોકોનું ટોળું મોટું અને સઘળાઓએ શસ્ત્રો સજેલાં હોવાથી, યાત્રાળુ સ્ત્રિ પુરૂષોનાં કોમળ હૃદય કંપવા લાગ્યાં; પછી શૂરા સિપાઇઓએ તેઓને હિંમત આપી, અને ફરી દુષ્મનો સામે સંગ્રામમાં સામેલ થયા; સ્વજ્ઞાતિ બંધુઓને રણ ભુમી વિશે મરણ પામેલા જોઈ ક્રોધે ભરાયેલા ભીલ લોકો સિપાઇઓ ઉપર નિર્દયપણે તિક્ષણ તિરની વૃષ્ટિ વરસાદની પેઠે વરસાવવા લાગ્યા. સમિર સમાન સુસવાટી કરતાં તિક્ષણ તિરની વૃષ્ટિવડે જામેલી જાળથી થયેલ અંધ-

કારનો નાશ કરવા, શૂરા સિપાઇઓ ખુલ્લાં ખડ્ગો ધારણ કરી તુટી પડયા; અને દુષ્મનોનાં હૃદય ભેદી તાતકાળ પ્રાણ હરણ કરનારી બંદૂકમાંથી છુટતી ગોળીઓની વૃષ્ટિવડે ભીલ લોકોના સૈન્યમાં હાહાકાર વર્તાવી જબરો જુલમ ગુજારવા લાગ્યા. શૂરા સિપાઇઓ સંગ્રામ સમય શત્રુઓને સંહારવા શક્તિવાન હતા, તોપણ તેઓના કમ કિસ્મતના યોગે દારૂ ગોળી થઈ રહ્યાં, જેથી લુચ્ચા લુંટારાઓને લુંટી લેવાનો લાગ સારો ફાવ્યો. કેમકે દારૂગોળીની તંગાશને લીધે બંદૂકો ફોડવી બંધ પડી, એટલે તુર્તજ ભીલ લોકો ધશી આવ્યા, અને સિપાઇઓને પકડી પછાડી પદપ્રહારે પ્રાણદમન કરવા લાગ્યા. આમ થવાથી કેટલાએક સિપાઇઓ મરણ પામ્યા. અને કેટલાએક વિર પુરૂષો ઘાયેલ થયેલા લડવાને અશક્ત હોવાથી પૃથ્વીપર પડયા પડયા " મારો મારો, કાપો કાપો " એવા ભયંકર શબ્દો કરી રહ્યા હતા. છેવટ શૂરા સિપાઈઓ રણ ભુમીમાં રખડી પડયા, એટલે ભીલ લોકોએ યાત્રાળુ માણસો આગળથી તમામ માલ મિલકત લુંટી લીધી, અને ચંદ્રકળાને પણ સાથે લઇજવા લાગ્યા; ચંદ્રકળાને છોડી મુકવા નિતીસાગર વિગેરે સંઘનાં સઘળાં માણસોએ અથાગ આજીજી કરી, પણ તે ઘાતકી અને નિર્દય ભીલોનાં કઠોર હૃદયમાં કશી અસર થઇ નહીં. ચંદ્રસેન પોતાની પ્રાણપ્યારી પ્રિયાને પાપી પુરૂષોના પંઝામાં પડવાથી પીડા પામતી જોઈ ક્રોધે કંપવા લાગ્યો, અને ભુજાઓ શત્રુઓને સંહારવા ફુરજવા લાગી. પછી પૃથ્વિપર પડેલાં સ્વર્ગવાસી સુરાઓનાં શસ્ત્રોમાંથી એક મજબુત સમશેર ગૃહણ કરી શત્રુ સમીપે સંગ્રામમાં સામેલ થયો, અને જેમ ચપળ ચક્ષુવાળાં મૃગો મારવા કેસરીસિંગ કુદે છે, તેવીજ રીતે દુષ્મન દળ કટક

સંહારવા તુટી પડયો. અને ભીલ લોકોને કતલ કરવા લાગ્યો. ચતુર ચંદ્રસેનનું અદ્ભુત આશ્ચર્ય ઉત્પન્ન કરનારૂં યુદ્ધ જોઈ હરામી લોકોના હાથમાંથી હથિયાર હેઠા પડયા, અને ભયભિત થઇ ભાગી છુટવાની તક શોધવા લાગ્યા. પણ શૂરા ચંદ્રસેને તેઓને પકડી પાડયા, અને ચળકતી તલવારની તિક્ષણ ધારવડે મસ્તકો છેદી નાંખ્યાં. છેવટ બે ભીલો જેઓ જખમી થયા નહોતા તેઓ ચંદ્રકળાને ઉપાડી ભાગવા લાગ્યા. ચંદ્રસેને પોતાના પિતા માતા વિગેરે સંઘનાં સઘળાં માણસોને નજદિકના શહેરમાં જવા રસ્તે રવાના કર્યાં. અને પોતે એક મોટા તેજી તુરી ઉપર ચડી ચંદ્રકળાની શોધ સારૂ ભાગેલા ભીલોની પાછળ પડયો.

કોમળાંગી ચંદ્રકળાનું હરણ કરી ભાગેલા ભીલોને પકડી પાડવા ચંદ્રસેને પુષ્કળ પ્રયત્ન કર્યો, તથાપિ તેઓ સાંજ સુધી હાથ આવ્યા નહીં. પછી નિરાશ થયેલો ચંદ્રસેન અશ્વ ઉપરથી ઉતરી એક વડના થડ સાથે અશ્વ બાંધી પોતે પણ હેઠો બેઠો. કુમળાં કમળોની શય્યામાં સુનારા ચંદ્રસેન ઉપર ઇશ્વરી અકૃપાએ અકસ્માત આવી અસહ્ય આફતો આવવાથી અને અરણ્યમાં અથડાઇ અથડાઇને થાકી જવાથી જેવો તે હેઠો બેઠો, તેવોજ તેને નિદ્રાદેવીએ પોતાના પંઝામાં પકડી પાડયો. કહેવતછે કે:—

ચંદ્ર વેરી વાદળાં, જળવેરી શેવાળ;
મનુષ્ય વેરણ નિદ્રા, મચ્છની વેરણ જાળ.

મનુષ્ય ચાહે તેવા ચતુર અને હુશિઆર હોય તો પણ જ્યારે નેત્રોમાં નિદ્રા દેવી નિવાસ કરે છે, ત્યારે તેની સઘળી શકિત વ્યર્થ જાય છે; તેવીજ રીતે ચંદ્રસેન પણ ભર નિદ્રામાં સુતો હતો, તેવા-

ગાં એક અજગર આવ્યો, અને તેને પોતાના પેટમાં પચાવી પાડવા પગ પકડી ગળવા લાગ્યો. આ વખને તેને સ્હાયકારક કોઈ નહોતું; તેથી તે પાપી પ્રાણી પોતાના પાપી પ્રયાસમાં પાર પડ્યો; અને કાર્ય સિદ્ધી કરીને ( ચંદ્રસેનને ગળીને ) પાછો પોતાના સ્થાનક તરફ જવા લાગ્યો.

---

## પ્રકરણ ૮ મું.

ચંદ્રકળાનું હરણ કરી ભાગેલા ભીલોએ તેને દુરાગ્રહ દર્શાવી દુઃખ દેવાગાં કાંઇ ખામી રાખી નહીં. તો પણ પ્રાણાંત પર્યંત પતિવૃતપણું પાળનારી પદ્મણીએ પોતાનું શુદ્ધ શિયળવૃત ખંડન કર્યું નહીં. છેવટ ક્રોધે ભરાયેલા ભીલ લોકોએ કેટલોએક માર મારી, દુર્દશાએ પહોંચાડી; અને એક અંધારી ઝુપડીમાં પુરી મુકી. દુઃખ દરિઆમાં ડુબેલી ચંદ્રકળા માથે આપ્તનાં વાદળાં તુટી પડવાથી આકુળવ્યાકુળ થવા લાગી, પણ હિમત હારી નહીં. અને તેઓ દુષ્ટો શું કરે છે, તે જોવા લાગી. થોડીવાર ભીલ લોકોએ લડાઇની વાતો કરી. પણ પછી રખડી રઝળીને થાકી ગયેલા હોવાથી સુઈ ગયા. દુષ્મનોને નિદ્રાવશ થયેલા જાણી ચંદ્રકળા ઝુંપડીનું બારણું તોડી બહાર આવી. અને શંકરનું સ્મરણ કરતી સંગ્રામ સ્થળતરફ ચાલવા લાગી. અંધારામાં અડવડીઆં ખાતી વૃક્ષોને પાષાણ સાથે પછડાતી તિક્ષણ ધારવાળા કાંટાનાં ઝરડાંના ઉઝરડાથી નીકળેલ લોહી લુછતી અને ચંદ્રસેનનું ચિંત્વન કરતી, ચંદ્રકળા ચાલતી ચાલતી પેલા વડ સાથે બાંધેલ અશ્વ આગળ આવી પહોંચી કૃષ્ણ પક્ષની

આષ્ટમી હોવાથી મધ્ય નિશા વિત્યા પછી ઇંદુએ અવની ઉપર ઉજવળતા આચ્છાદન કરી મુકી હતી. જેથી વૃક્ષ તળે બાંધેલો અશ્વ અને તેની જોડે પડેલું શત્રુઓના શ્રોણિતથી ખરડાએલું ખુલ્લું ખડગ ચંદ્રકળાની દ્રષ્ટિએ પડયું. આવા અઘોર અરણ્યમાં એકાએક ઉભેલો અશ્વ અને તેની પાસે પડેલું ખડગ, પોતાને લાડ લડાવનાર લાડીલાની ગેરહાજરીથી નિસ્તેજ થયેલાં જોઇ ચંદ્રકળાના ચિત્તમાં ચિંતા થવા લાગી; પછી પાસે જઇ જુએ છે તો પોતાના પતિની પાઘડી પડેલી જોઇ વધારે વિસ્મય થઈ શોક કરવા લાગી.

( સૈયર દુઃખ શું દાખવું એરાગ )

પ્રાણ પ્રિય તુજ પાઘડી, પડીછે નિરાધાર;
તે જોઇને મુજમન વિશે, હાય થાયછે ઝાળ. પ્રાણ૦
સ્વામિ સંતાયા હો રોશથી, આવી મળો આવાર;
નહીં તો તજીશ પ્રાણ માહારા, ઝુરી ઝુરી હું નાર. પ્રાણ૦
શું રે થયું સ્વામિ તમતણું, નથી ખબર લગાર;
કયાં જવું ને હવે શું કરૂં, અબળા જાતી આ વાર. પ્રાણ૦
કરો કરૂણા મુજ ઉપરે, વેગે આવો હે નાથ;
દુઃખ દધીમાંહીં ડુબતાં ગૃહો દાસીનો હાથ. પ્રાણ૦

આવીરીતેકરૂણાકારીવિલાપ કરતીચંદ્રકળા, પોતાનાપતિનીઆસપાસ તપાસ કરતી હતી; તેવામાં પેલો પાપી અજગર તેની દ્રષ્ટિએ પડયો; અને તેને જોતાંજ તેનું હ્રદય ભયથી કંપવા લાગ્યું; એટલુંજ નહીં પણ અજગરનું ધીરૂંધીરૂં ચાલવું, મોઢું વિક્રાળ અને પેટ પુષ્ટ થયેલું જોઇ, ચંદ્રકળાના મનમાં વિવિધ વિચારો થવા લાગ્યા. કારણ કે તેણે સુકવિઓએ કરેલ કથાઓ અને ઈતિહાસો પુષ્કળ વાંચ્યાં

હતાં; જેમાં કોઇ ગ્રંથમાં એમ પણ લખ્યું હતું કે અજગર ષ્યને ગળી જાયછે; આ વાત યાદ આવવાથી તેણે તપાસ કર્યો, અન કેટલાંએક કારણથી નક્કી થયું કે ચંદ્રસેનને પણ અજગરેજ ગળ્યો હશે.

જેનું મન વિજળીના ચળકાટથી અને વર્ષાદનાગાજવાથી રોશની રાજીત રંગગહેલાતમાં પણ ભય પામતું હતું, અને જેણે આવું બિકટ અરણ્ય સ્વપ્નાંતરમાં પણ જોયું નહોતું. એવી ચંદ્રકળા આ વખતે પૃથ્વિપર પડેલું ખડગ ધારણ કરી, પોતાના પતિને પેલા પાપી પ્રાણીના પંઝામાંથી મુકત કરવા માટે કુદી પડી, અને વાલાના વિયોગવડે વ્યહવળ થયેલી વનિતા ક્રોધાવેશમાં આવી અજગરને મારવા લાગી; ઈશ્વર ઈચ્છાએ અજગર મરણ પામ્યો એટલે ચંદ્રકળાએ આસ્તે આસ્તે નિર્જીવ અજગરનું પેટ ચીરી નાખ્યું. અને જુએ છે તો લોહી લુહાણથી ખરડાયેલો ચંદ્રસેન તેની દ્રષ્ટિએ પડયો. વારમવાર પરિશ્રમ પડવાથી પીડા પામી, મરણ તોલ થયેલા ચંદ્રસેનને કાળના કલેવરમાંથી ઉપાડી આસના વાસના કરવા લાગી; થોડીવાર પછી સુધ્ધીમાં આવેલો ચંદ્રસેન ચંદ્રકળાને જોઈ, આશ્ચર્ય પામી બોલ્યો, અહા ! ! પ્રિયા, તું આહીં કયાંથી અને પેલા પાપી ભીલ લોકો કયાં ગયા ? ! (ચંદ્રકળા સહવિસ્તર હકિકત કહી સંભળાવે છે. તે સાંભળીને )

### દોહરા.

(અહા !) અદભૂત લીલા ઇશની, કોઈ ન પામે પાર;
સુખ દુઃખ મળવું મનુષ્યને, પ્રભૂ તણે આધાર.
રણ ભુમીમાં શત્રુ સમિપે, સ્હાય મુજને કીધી;
અજગરથી ઉગારી લિધો, અભય પદવી દીધી !

આવી રીતે કુદરતી કૃતિથી આશ્ચર્ય પામેલો ચંદ્રસેન, ચંદ્રકળા સાથે શોકાનંદની વાતો કરતો હતો, તેવામાં પેલા પાપી ભીલો ચંદ્રકળાને પકડી પાડવા માટે અતિ ઉતાવળા ઉતાવળા આવતા હતા. (તેઓને જોઈને) પ્રિયા, પેલુ કોણ આવેછે?

**ચંદ્રકળા**—( જોઈને ) હાય, હાય, હવે શું કરશું ? અરે ! તેઓ પાપીઓ પાછા ક્યાંથી આવ્યા ! ? હરિહરિ ! ! ! સ્હાયકર, સ્હાયકર; તેઓ દુષ્ટોને દ્રષ્ટિથી દુર કર, દુર કર.

**દોહરો.**

ભયભીત થઈ તે ભામની, થરથર ધ્રૂજે પાય;
શું કરવું ને ક્યાં જવું, સુઝે નહીં ઉપાય.

પોતાની પ્રિયાને કલ્પાંત કરતી જોઇ, ચંદ્રસેન બોલ્યો, પ્રિયા નિશ્ચિંત થા, નિશ્ચિંત થા હું તેઓ પાપીઓને પુરો પડીશ; તું ફીકર નહીંકર. ચંદ્રકળા બોલી, નહીં નહીં, મારા પ્રિય પ્રાણાધાર, આપ એ દુષ્ટો સાથે નહીં લડશો; કારણ કે તે ઘાતકી અને નિર્દય ભીલો ભુંડા છે, માટે ચાલો આપણે નાશી જઇએ. ચંદ્રસેન ( મનમાં ) આહા ! સ્ત્રિઓનાં હૃદયકમળ કેવાં કોમળ અને બિહીકણ છે? (ચાસન) પ્રિયા, એ તું શું કહે છે, શું હું નાશી જાઉં ? નહીં નહીં, કદિ નહી નાસું. કહ્યું છે કે:—

**श्लोक.**

क्षुत्क्षामोपिजराकृशोपिशिथिलप्रायोपिकष्टांदशा ।
मापन्नोपिविपन्नदीधितिरपिप्राणेषुनश्यत्स्वपि ॥
मत्तेभेंद्रविभिन्नकुंभकवलग्रासैकबद्धस्पृः ।

किंजीर्णतृणमत्तिमानमहतामग्रेसरःकेसरी ॥

**અર્થઃ**—સિંહ જો ક્ષુધાથી આકુળવ્યાકુળ થયો હોય, જરાથી જીર્ણ થયો હોય, ચાલવાને અશક્ત હોય, પ્રાણ ગભરાટ ભરેલો હોય, ઘણાંજ કષ્ટથી વખત ગુજારતો હોય, તેજક્ષીણ થયેલો હોય, અને પ્રાણ જતા હોય, તો પણ ઉન્મત ગજેંદ્રના ફાડી નાખેલા કુંભસ્થળનો કોળીઓ કરવા, જેની ઇચ્છા બંધાણી છે, એવો જે સિંહ જુનું ઘાસ ખાશે કે શું ? કદિ નહીં ખાય. એજ પ્રમાણે માનવાળા પુરૂષો પણ ગમેતેવી સ્થિતીમાં આવી પડે, તો પણ તેઓ હલકું કામ કરતા નથી.

ચંદ્રસેનનું પ્રાક્રમ ભીલ લોકો જાણતા હતા, તો પણ કાળને વશ થયેલા પાતકી પ્રાણીને કાંઇ વિચાર સુઝયો નહીં, અને એકદમ ચંદ્રસેન ઉપર ધશી આવ્યા. શત્રુઓને પરાજય પમાડવામાં સિંગસમાન બળવાન ચંદ્રસેન ખડ્ગ લઇ કુદી પડયો, અને ભીલ લોકોને અસહ્ય માર મારવા લાગ્યો. ચંદ્રસેનનો પ્રાણઘાત કરી ચંદ્રકળાનું હરણ કરીજવાની જુઠી જીજ્ઞાસા રાખનાર ભીલોમાંના એક શખ્સે એક તિર એવા જોરથી ફેક્યું, કે તે ચંદ્રસેનને નહીં લાગતાં ઘોડાના કપાળમાં લાગવાથી તાત્કાળ ઘોડો ધુમરી ખાઈ પૃથ્વિપર ગબડી પડયો. અને જેવો તે બીજું તિર ચડાવી ફેંકવા જાય છે તેવોજ શૂરા ચંદ્રસેને તેને કતલ કરી યમપુરીએ પહોંચાડી દીધો; અને બીજા ભીલને પણ તેવીજ રીતે દુર્દશાએ પહોંચાડયો.

ભયંકર ભીલોના ભયથી મુક્ત થયેલ " દંપતિ " કેટલોએક વખત ત્યાંજ બેઠાં, પછી જ્યારે નિશાકર નિસ્તેજ થયો, અને અર્ક-

નાં ઉજ્વળ કિર્ણો પ્રસાર પામવા લાગ્યાં, ત્યારે તેઓએ ત્યાંથી ચાલી અન્ય સ્થળ તરફ ચાલવા તૈયારી કરી. આ વખતે તેઓ ક્ષુધા અને તૃષા વિગેરે વિવિધ વ્યાધીવડે એવી પીડા પામતાં હતાં, કે તેઓનામાં ચાલવાની પણ તાકાદ રહી નહોતી, અને તદન અશક્ત થયેલાં પતિ પત્નિ પૃથ્વિ સાથે પગ ઘસડતાં પરાણે પંથ કાપતાં હતાં. મધ્યાનકાળ સમય આકાશના મધ્યસ્થ આવેલા અરૂણનાં ઊષ્ણ કિર્ણોથી ઉત્પન્ન થતો અગ્નિ તેઓને વ્યાધીમાં વૃદ્ધી પમાડતો હતો; થોડે એક દુર જતાં, ચંદ્રકળાથી ચાલી શકાયું નહીં, જેથી જેમ જળજંતુ જળથી જુદું પડી પીડા પામે છે, તેમ તે પણ તરફડીઆ મારી પૃથ્વિપર પડી ગઈ; ચંદ્રસેને તેની આગતાસ્વાગતા કરી ઉભી કરવા અનેક યત્ન કર્યા, તથાપિ તે તાપથી તપેલી અને તૃષાતુર થયેલી બાળો બોલી શકી નહીં. પછી ધૈર્ય ધારી કષ્ટથી કસાએલ શૂરા ચંદ્રસેને તેને ત્યાંથી ઉપાડી, એક વૃક્ષના છાંયાતળે સુવાડી, પોતે આસપાસ પાણીની તપાસ કરવા લાગ્યો. થોડે એક દુર જઇ જુએ છે, તો એક સુંદર વૃક્ષોની ઘટાવાળું અને નિર્મળ જળથી ભરેલ સરોવર તેની દૃષ્ટિએ પડયું. પછી પાછોવળી પેલા વૃક્ષતળે સુતેલી કોમળાંગી ચંદ્રકળાને ઉપાડી સરોવરના કિનારા ઉપર લઈ ગયો; અને ત્યાં જઈ જળપાન કરાવી બેશુદ્ધ બનેલી બાળાને સુદ્ધીમાં આણી પોતે પણ પાણી પી શાન્તી પામ્યો.

### દોહરો.

જળ શીતળ પીધા પછી, શાન્ત થયું શરીર;
સચેત દેખી સુંદરિ, હર્ષિત થયો રણધિર.

પોતાની પ્રિયાને સુધ્ધીમાં આવેલી જોઈ, ચંદ્રસેનનું હૃદય પ્રફુ-

ક્ષિત થવા લાગ્યું, અને પ્રેમાવેશમાં સકળ સંકટ વિસરજન કરી પોતાની પ્રિયાના ગુલાબી ગાલનું ચુમ્બન કરવા લાગ્યો. ( અહા ! પ્રેમ મદ્યનો નિશો કેવોછે ? ) પોતાના પતિનો પ્રેમ જોઈ સ્મિત હાસ્ય વડે પ્રમોદ પમાડનારી પત્નિ ચંદ્રકળા, ચંદ્રસેન સાથે રસ ક્રિડા કરવા લાગી. થોડીવાર પછી બન્નો પતિ પત્નિ બેઠેલે સ્થળેથી ઉઠી સરોવરની આસપાસ ઉગેલાં આમ્ર, આસો પાલવ વિગેરે, પરોપકારી વૃક્ષોનાં પાકેલાં ફળો એકઠાં કરી, એક સ્થળે બેશી અહાર કર્યો, અને ફરી જળપાન કરી શાન્તી પામી એક વૃક્ષ નિચે બેઠાં.

કમળતંતુ પણ કરમાયેલો જેના શરીરને સ્પર્શ થવાથી ખેદ ઉત્પન્ન થતો હતો, તેઓ દંપતિ આ વખતે કષ્ટ સિંધુના તરંગો સાથે અફળાઈ અફળાઇને વ્યાકુળ થયેલાં, મંદમંદ અને સુગંધી સમિરની લ્હેરો લાગવાથી વજ્ર સરખી કઠોર જમીન ઉપર પણ નિદ્રાવશ થઈ ઢળી પડયાં. નિદ્રા દેવીના પંઝામાં પડેલાં પતિપત્નિ બીજા દિવસનો પ્રાતઃકાળ થયો તો પણ તેઓ જાગૃત થયાં નહોતાં; તેવામાં તેનાં કમ કિસ્મતના યોગે એક મોટો મણીઝર નાગ આવ્યો, અને ચંદ્રસેનના ચરણે કરડી ચાલવા લાગ્યો; જેવો તે કરડીને ચાલવા લાગ્યો તેવોજ ચંદ્રસેન નિદ્રાથી જાગૃત થયો, અને જુએછે તો નિર્દોષ પ્રાણીઓના પ્રાણ હરણ કરનાર પેલો પાપી સર્પ તેની દ્રષ્ટિએ પડયો પછી સુતેલી ચંદ્રકળાને જાગૃત કરી પોતાને સર્પ કરડ્યાની વાત કહેવા જાયછે, ત્યાંતો સર્વાંગે વિષ વ્યાપી જવાથી બોલી શક્યો નહીં; અને જોતાંમાંજ અચેત થઈ અવની ઉપર ગબડી પડયો.

સ્વસ્વામિ સંયોગ સમય વેરાન વનમાં પણ સ્વર્ગ સમાન સુ-

ખ શાન્તિ પામનારી ચંદ્રકળા ચંદ્રસેનને વિષ વ્યાધીવડે વ્યાકુળ થ-યેલો જોઈ કહેવા લાગી; અહા, દૈવ ! આશો કોપ !! અરે મારા જીવનહારની આ શી દશા !!! હાય હાય ! હવે હું શું કરૂં ?! ( ચંદ્રસેન પ્રત્યે ) ઓ મારા પ્રાણ પ્યારા પતિ આપની આ શી દ-શા ! હરિહરિ !! સ્હાય કર, સ્હાય કર. અરે ! ઓ જગનિયંતાજગ-દિશ્વર ઇશ્વર! ઓ સર્વ શક્તિમાન માહાન પિતા !! મારા પ્રાણવલ્લભને શું થયું ?! અરે તેઓની અચાનક આ શી ગતી ! ઓ દૈવ ઓ દૈવ ઓ દૈવ !!! રક્ષા કરો, રક્ષા કરો. (મુર્છાખાઈ પડી જાયછે.)

## દોહરા.

ચંદ્રકળા ચિત ભ્રમિત થઇ, ફૂટે છાતી શિશ;
ગણી ગયે મણિઝર ઝુરે, તેમ ઝુરે આ દીશ.
ભાન ભુલી તે ભામની, સાન ગયું સમૂળ;
જાન તણી દરકાર તજી, માથે નાખે ધૂળ.
નેત્ર કમળ જળ ઉષ્ણ બિંદુ, શ્રવે સરિતા સમાન;
કેશવેણી કર ગૃહી, તાણી તોડે ભામ.
કર કમળ માં કેશ કાંપા, પડિઆ પારી ધાર;
શ્રોણિત વહે મુખ નાકથી, વરત્યો હાહાકાર;

ચંદ્રકળા હાયપીટ કરતી, મોટી બુમો મારતી, પૃથ્વિપર પડતું મુકીને અતિશય કરૂણાકારી, અને હ્રદય ભેદક વાણીવડે વિલાપ ક-રવા લાગી.

## લલિત છંદ.

અરર હાય રે, થાય લ્હાય રે;
પ્રિય પતી વિના, જીવ જાય રે;

ઉજડ રાનમાં, એકલી ગને,
તજિ જવું નથી, યોગ્ય આપને.
સરવ દેવના, દેવ શું કર્યું;
ગરિબ નારનું, રત્ન તેં હર્યું;
જિવન માહરૂં, ધુળ રે થયું,
સકળ સુખ તો, આજથી ગયું.
અરર નાથજી, હાય શું થયું,
દુઃખ નથી જતું, મૂજથી સહ્યું;
રચવ આપનો, સ્વર્ગમાં થશે,
અરર માહરી, શી વલે થશે.

આવી રીતે શોક જનક બનાવ બનવાથી અને ચંદ્રકળાના રૂદનાલાપથી, સરોવરની સઘળી સુંદરતા નાશ પામી, જે જેવૃક્ષો અને ફુલ ઝાડ જોઈ ચંદ્રકળાનું ચિત્ત પ્રસન્ન થતું હતું, તેજ વ્રક્ષો અને ફુલ ઝાડ જોઇ ખેદ ઉત્પન્ન થવા લાગ્યો. પછી શોક સિંધુમાં ડુબેલી ચંદ્રકળાએ કાષ્ટ એકઠાં કરી ચિતા ખડકી અને ચંદ્રસેનને સુવાડી પોતે પણ પતિવ્રતપણાના પ્રભાવે પરમ પ્રભુના પવિત્ર પદ પામવા સ્વસ્વામી સંગે બળી મરવા તૈયાર થઇ; અને શંકરની સ્તુતિ કરવા લાગી.

## લાવણી.

જય જગ કરતા, દુઃખને હરતા, ભિડ ભંજન ભવ છો ભોળા;
રમ્ય ગિરી કૈલાસ બિરાજો, ભસ્મ તણા ધરીને ગોળા.
પાસે બેઠા નંદી, ભ્રગી ગણપતિ ગુણ ગાયે સારા;
અકળ ગતિ છે ઇશ આપની, કોઇ કવિ નહીં કળનારા.

મુગટ મણીમય શિરપર રાજે, કાને કુંડળ ઝળકે છે;
રત્ન જડીત દેવળ દિપે, ધ્વજા મણીમય ફરકે છે.
ડાકૂ ડમરૂ ત્રિસુળ, શૃંગી કર, કંઠે શોભે રૂંઢમાળા;
આક, ધતુરો વાલો શિવજી, ઉપવિત છે મણીધર કાળા.
સભા કરી શિવરાય બિરાજે, દેવ સહુ ત્યાં આવે છે;
પ્રેમે પુજા કરવા કારણ, ભારે ભેટયું લાવે છે.
મેઘાડંમર, છતર, ચામર, રત્ન જડીત આસન ધરીયું;
ઇંદ્ર છડી કરમાં લઇ ઉભો, થેઈ થેઇ નાચ કરે પરીયું.
બ્રહ્મા મુખથી વેદ ઉચારે, નારદ બેન બજાવે છે;
સનકાદિક સુખ સરખા જોગી, શિવ ટાંડવ ત્યાં ગાવે છે;
ઉમા સહિત ત્યાં ઇશ તણી, બહુ શોભા દિસે સુખકારી;
કહે સુંદરજી દિયો સદાશીવ, ભક્તિ તમારી ભયહારી.

હે સકળ બ્રહ્માંડાધીપતિ, હે સર્વજ્ઞ મહાન પિતા, તારી ગહન ગતિનું વર્ણન કરવાને બ્રહ્માની વાણી પણ પાર પામતી નથી, તો હું અલ્પ પ્રાણી કોણ માત્ર ? કહ્યું છે કે:—

**श्लोक.**

**असितागीरिसमंस्यात्कज्जलंसिंधुपात्रे ।**
**सुरतरुवरशाखालेखनीपत्रमुर्वी ॥**
**लिखातियदिगृहीत्वाशारदासर्वकालं ।**
**तदापितवगुणानामीशपारंनयाति ॥**

**અર્થ:**—હે ઈશ્વર, કાળા પરવત જેટલું કાજળ સમુદ્રરૂપી ખડીઆમાં નાખે, અને કલ્પવૃક્ષની મોટી શાખાની લેખણ કરીને સર-

સ્વતી પોતે સર્વકાળ પૃથ્વિ રૂપી કાગળ ઉપર લખવા માંડે તોપ-ણ તમારા ગુણુનો પાર પામે નહીં; આવી રીતે સાક્ષાત્ સરસ્વતી સરખી દેવી પણ જેનો મહીમા જાણવાને અશક્ત છે, એવા અપાર મહીમાવાળા હે મહાદેવ હું આપના ચર્ણારવિંદને વિશે વંદન કરૂં છું, અને હવે હું આ મોહજાળ રૂપી અસાર સંસારનો ત્યાગ કરી, મા-રા પ્રાણ પતિ સાથે તારા કૈલાસ ધામમાં આવવા માગણી કરૂં છું કારણકે જીવનહારની જુદાઈથી ઝુરીઝુરીને દિવસો નિર્ગમન કરવા તે-ના કરતાં આ નિરર્થક શરીરને સ્વામિસંગે બાળી નાખવું, એઉત્યમછે; માટે હે દેવાધીદેવ મહાદેવ હું અનુચરી આપ આગળ દ્વય કર જો-ડી, પ્રાણાંત કાળે માત્ર એટલુંજ માગુછું કે મને મારા સ્વામિ સહ-વર્તમાન આપના ચરણ કમળમાં રાખજો.

આવી રીતે ક્ષણભંગુર શરીરનો મિથ્યા મદત્યાગી ચંદ્રસેખ-રના ચરણને વિશે મળતુ સ્વર્ગાધીક સુખની ઈચ્છા રાખનારી ચં-દ્રકળા શંકરનું સ્મરણ કરી રહ્યા પછી અગ્નિ દેવની આ-રાધના કરતી હતી, તેવામાં એક વિપ્ર આવ્યો, અને ચંદ્રક-ળાને આવી સ્થિતીમાં જોઇ બોલ્યો; અરે ઓ દેવાંગના તું કોણછો? અને આવા બિકટ અરણ્યમાં એકાએક કાષ્ટ ચિતા ખડકી શું કરે-છે? ચંદ્રકળા બોલી; હે વિપ્ર, હું મારા પ્રાણ પતિ પાછળ સતિ થા-ઉંછું. ( એમ કહી પોતાપર પડેલ વિપત વિદિત કરી રડવા લાગી ) બ્રાહ્મણ બોલ્યો; અહા સતી ! તારા કષ્ટની તો કાંઈ હદ નથી, તો-પણ બળાત્કારે પ્રાણ નહીં કાઢવા, અને સંસારના સુખ દુઃખ સહન કરવાં. એ વધારે સારૂં છે; કારણ કે સુખ દુઃખ મનુષ્ય માથે વારા-ફરતી અમલ ચલાવ્યાજ કરે છે, માટે ગુણજ્ઞ મનુષ્યો શોચ કરતા નથી. કહ્યું છે કેઃ—

## श्लोक.

संपत्सुमहतांचित्तंभवत्युत्पलकोमलम् ॥
आपत्सुचमहाशैलशिलासंघातकर्कशम् ॥

**અર્થ:**—સંપતિના વખતે મોટા લોકોના મન, કમળના પુષ્પ જેવાં નાજુક થાય છે, અને વિપતીના વખતે મોટા પહાડના પથરાનો સમુદાય હોય, તે પ્રમાણે કઠોર થાય છે. સત્પુરૂષોને સંપતિ પ્રાપ્ત થાય છે, ત્યારે ગરીબ લોકોનાં દુઃખ દુર કરે છેં; અને તેમને વિપતી પ્રાપ્ત થાય છે ત્યારે તે ધૈર્યથી બધી વિપતીને તરે છે. માટે હે શાણી સુંદરી તું પણ ધૈર્ય ધારી શંકરના સ્મરણમાં દિવસો ગુજારજે; પણ આત્મહત્યા કરવાનો હઠ છોડી દે, કારણ કે કષ્ટ પ્રાપ્ત થવું અથવા મોજ મળવી એ સઘળું દૈવાધીન છે, પણ મનુષ્યોની મરજી મુજબ થતું નથી.

### લાવણી.

શા માટે તું શોચ કરે છે, પ્રભુ કરશે તે થાશે;
ધારેલ મનના મનસુબા, તે સરવે ફોકટ જાશે.
પ્રભુ ઈચ્છા વિણુ કાંઇ નથી બનતું, કરતા હરતા જગસ્વામિ;
મન જાણે છે મેં કરીયું, પણ કરનારો અંતરજામી.
પાંચ ભાઈ જે પાંડવ કીજે, જેના સારથી જગકરતા;
તેવા નર પણ મહા સુખ મુકી, દુખીઆ થઇ વનમાં ફરતા.
રાજપાટ ને રીદ્ધી સિદ્ધી, સરવે બેઠા તે હારી;
પાંચે ભાઈ પધાર્યા વનમાં, સાથે પંચાળી નારી.
હરિશ્ચંદ્ર મહા બળીઓ, રાજ રૂડી રીતે કરીયું;

પણ પરમેશ્વર કોપ્યા ત્યારે, નિચ ઘેર રૈ જળ ભરીયું.
નળ રાજા સતવાદી કૈએ, જેની દમયંતી રાણી;
અરધે વસ્ત્રે વનમાં ભમીઆં, નવ મળતાં અન્ન ને પાણી.
જો સતિ સિતાજી મોટાં, જેના જગકરતા સ્વામિ;
તેનું રાવણ હરણ કરી ગયો, ત્યારે તે મહા દુઃખ પામી.
એવા મોટાને દુઃખજ પડીઆં, બીજાને તો શું કહેવું;
કહે સુંદરજી કરી વિનતી, હરી રાખે તેમજ રે'વું.

આવી રીતે ઇશ્વરી અકૃપાથી આવેલી આફતો મોટા મોટા નૃપાળોએ પણ સહન કરેલ છે, તો આપણે કોણ માત્ર ? વળી કહ્યું છે કેઃ—

### દોહરો.

મોત ન મેલે કોઇને, ખૂશી ધરો કે ખેદ;
તો દિલગિર દિલ શિદ થવું, ઉરમાં ધરો ઉમેદ.
પડયું જગત મુખ કાળને, કેડા મોર જનાર;
ઘંટીને ગાળે પડયા, દાણા લોટ થનાર.
ધાણી ફુટે તાવડે, ઘાણી તલ પીલાય;
પ્રાણી એમ પલક પળે, જાણી જો મરી જાય.
ખાતાં ભોજન ભાવતાં, રાતા માતા રૂપ;
જાતા જોયા જમપુરે, ભાતા વિણ બહુ ભુપ.

માટે હે પુનિત પતિવ્રત પાળનારી પદ્મણી હવે તું ચાહે તેટલો અપશોષ કરીશ તો પણ તારો સ્વર્ગવાશી સ્વામિ સજીવ થશે નહીં; કારણ કે આ પંચભુતની કાયા માયાના યોગે ઉત્પન્ન થાય છે, ને પાછી નાશ પામે છે; માટે હે ચંદ્રની ચળકતી કાન્તિનો તિરસ્કાર

કરનારી તારૂણી તું તારો અમુલ્ય આત્મા અગ્નિને અર્પણ કરવાનું આળશીજા, અને આ આખી અવનીને ઉત્પન્ન કરનાર એક અવિનાશી ઇશ્વરનું આરાધન કરી આયુષ્યનો અંત આણવા ઇચ્છા રાખ; કારણ કે બળાત્કારે પ્રાણ કાઢવા જેવું ભયંકર કૃત્ય બીજું કાંઈ પણ નથી, અને જે માણુસ આપઘાત કરી પોતાનો પ્રાણ પિંડથી પરાણે જુદો પાડે, તેના જેવો પાપી પણ બીજો કોઇ નથી; તો હે દેવાંગના, તું તારા સ્વામિની ઉત્તર ક્રિયા કરી મારી સાથે ચાલ; હું તુને તારા સાસુ, સ્વસુર વિગેરે સગાં સબંધીઓ સાથે સંયોગ કરાવી ચાલ્યો જાઈશ. ચંદ્રકળા બોલી; મહારાજ, તમારી દયા દ્રષ્ટિથી હું સંતોષ પામુંછું, તો પણ હે પવિત્ર વિપ્ર, પ્રાણપ્યારા પતિ વિના જીવવું વ્યર્થ છે. કહ્યું છે કે:—

### શાર્દુલવિક્રીડિત છંદ.

અંગે સૌ શણગાર સાજ સજતાં અંગાર લાગે ફિરા,
રાતે ચંદ્રનિ ચંદની વરસતાં અગ્નિની વૃષ્ટિ વિરા;
છે મીષ્ટાન વિષાન્ન તુલ્ય ન ગમે મંદીરમાં માલવું,
સૌ સંસાર પતી વિજોગથિ સૂનો હે ! શૂક કહે ક્યાં જવું.

### વસંતતિલકા છંદ.

માતા પિતા ભગનિ ભાઇ સગાં બિજાઓ,
જેઠાણિ જેઠ વળી દિયર લાડવાયો;
સાસૂ સ્વસૂર નણદી સખી શાણી સારી,
સર્વે ભલે તદપિ નાથનિ વાત ન્યારી.
રાખે ખુશી હદિં દુધે સિંચી નિત્ય નિત્યે,

કોઈ કદી ફુલ ડિચે ડુભવે ન પ્રીતે;
તેવું છતાંય ડગલે ડગલે સ્વભાવે,
સ્વામિ વિજોગી સતિને મન ઓછું આવે.

પવિત્ર બ્રાહ્મણે ચંદ્રકળાને નહીં બળી મરવા વિશે, અનેક યત્ને સમજાવી, તથાપિ પ્રેમાલિન થયેલી ચંદ્રકળાએ કશું માન્યું નહીં; જેથી વિપ્ર ચાલવા લાગ્યો, તેવામાં એક મહાત્મા યોગીંદ્ર આવ્યો, જેના કપાળમાં અર્ધ ચંદ્રાકાર ત્રિપુંડ ઝળકી રહ્યુ હતું, મસ્તક ઉપર જટા મોટી અને વિભુતીથી ખરડાયેલી હતી, તેમજ નેત્રો નિર્મળ પણ જરા રક્ત હતાં; આ મહાત્મા પુરૂષે ચંદ્રકળાને દુર્દશામાં આવવાનું કારણ પૂછ્યું, પણ ચંદ્રકળા બોલી શકી નહીં, અને રડવા લાગી. પછી પાસે ઉભેલા બ્રાહ્મણે સહવિસ્તર હકિકત કહી સંભળાવી. તે સાંભળીને યોગીંદ્ર ( મનમાં ) અહા ! ધન્ય છે પતિવૃતા સ્ત્રિઓને કે જેઓ પોતાના પતિ પાછળ પ્રાણુની પણ દરકાર રાખતીઓ નથી. ( ચાસન ) નહીં નહીં તું રડીશ નહીં ઈશ્વર ઈચ્છાથી હું તારા સ્વામિને વિષ વ્યાધીથી મરણ પામેલો હશે તો શાન્તિ કરીશ; તું નિશ્ચિંત થા. આટલું બોલી તે મહાત્મા પુરૂષે ચંદ્રસેનને ચિતામાંથી ઉપાડી લીધો, અને એક વૃક્ષ નિચે સુવાડી, સર્પડંશની જગોએ કાંઈ ઔષધ લગાવ્યું, જેથી ઇશ્વર ઈચ્છાએ ધીમે ધીમે શરીરમાં વ્યાપેલું વિષ ઉતરવા લાગ્યું; અને થોડીજવારમાં ચંદ્રસેન આળસ મરડી ઉભો થયો. ( અહા! ઈશ્વરની કેવી ગહન ગતિછે ) આ વખત ચંદ્રકળાના હર્ષનો તો પારજ રહ્યો નહીં; તેના અંતઃકરણમાં આનંદના ઉભરા ઉપરા ઉપરી આવવા લાગ્યા, પછી પ્રેમ મધના નિશાથી બેભાન બનેલી બાળા ચંદ્રસેનને વળગી પડી.

### સવૈયો.

થાય પ્રફુલ સરોજ સહુ જ્યમ, અર્ક તણા ઉગવાથી કરીને,
વન અને ઉપવન ખીલે જ્યમ, વારી તણી અતિ ધારે કરીને,
વાધે ખુશાલી કૃપણ તણે દિલ, દ્રવ્ય તણા મળવાથી કરીને;
તેથી વધુ મન મોદ મળયો, પ્રિય પ્યારી તણા મળવાથી કરીને.

કાળના પંઝામાંથી આબાદ રહેલ ચંદ્રસેને યોગીને અને બ્રાહ્મણને પ્રણામ કરી સ્તુતિ કરી, તેથી તેઓ પ્રસન્ન થઇ આશિષ આપી પોત પોતાને સ્થાનકે ચાલ્યા ગયા.

---

## પ્રકરણ ૯ મું.

બ્રાહ્મણ અને મહાત્મા યોગીંદ્ર ગયા પછી ચંદ્રસેનને ચંદ્રકળા સરોવરમાં જળક્રિડા કરવા લાગ્યાં. કેટલો એક વખત તેઓ દંપતિ જળ મથન કરી શિથીલ થયાં એટલે બહાર નિકળવા વિચાર કરતાં હતાં તેવામાં અકસ્માત એક મોટો મધર આવ્યો, અને ચંદ્રકળાનો પગ પકડી પાણીમાં તાણી જવા લાગ્યો, અને જોતાંમાંજ પાપી અને પ્રચંડ મધર, કોમળાંગી ચંદ્રકળાને પાણીમાં તાણી ગયો. આ દુઃખદાઇ અને ભયંકર દેખાવ દેખી, ચંદ્રસેન કલ્પાંત કરી, કહેવા લાગ્યો; હાય હાય ! ! હવે હું શું કરૂં ? ! અરે ઓ પ્રભુ આ શો કોપ કર્યો ! ? અરે મારી પ્યારી ક્યાં ગઇ ! ? અરે ઓ નેત્રાનંદજનક મનહર મુર્તિ ક્યાં ગઈ ! ? અરે ઓ શશિની સુંદરતા હરણ કરનારી શાણી સુંદરીને શું થયું ? ! અરે હે દિલો જાન હે

રસિકા, હે મૃગનેણી, તું ક્યાં છે ? ! ! કેમ બોલતી નથી ? ! હાય હાય શો કોપ, શો જુલમ, શો ગજબ, શિવ શિવ, શિવ ! ! ! (મુર્છા ખાઈ પડી જાયછે, ને પાછો ઉભો થઇ કરૂણાલાપ કરેછે)

**લલિત છંદ.**

અરર હાય રે, કેર શો થયો;
સુખ તણો શશી, અસ્ત થૈ ગયો.
પુરવ પાપની, ખાણુ ઊખળી;
જિગર જાય રે, હાય રે બળી.
અરર શું થયું, શું હજૂ થશે;
દિવસ દુ:ખના, શી રિતે જશે.
રસિક પ્યારિનો, પ્યાર શાંભળે;
ચરર ચીતડું, મ્હારૂં બળે.

સંકટ સાગરમાં ડુબેલો ચંદ્રસેન ચંદ્રકળાનું સ્મરણ કરી, હાય પીટ કરતો પોતાનું મસ્તક પૃથ્વિપર પછાડી, અતિશય આક્રંદ કરતો હતો. તેવામાં એક ખાખી આવ્યો. અને ચંદ્રસેનને આવી દુ:ખદાઈ સ્થિતીમાં દેખી કહેવા લાગ્યો. અરે ઓ ખુબસુરત પુરૂષ તું કોણ છે? અને આવી રીતે રૂદનાલાપ શામાટે કરે છે? તેમજ પ્યારી પ્યારી શબ્દો કોને કહે છે? આ સાંભળી ચંદ્રસેન બોલ્યો. ઓ મહાત્મા પુરૂષ હું મારી દિલોજાન પ્યારી સાથે આ સરોવરમાં જળક્રિડા કરતો હતો. તેવામાં એક મઘર આવી મારી પ્યારીનો પગ પકડી પાણીમાં તાણી ગયો. હાય હાય શો ગજબ !! (એટલુ બોલી બે શુદ્ધ બની પૃથ્વિપર પડી જાય છે) ખાખી (આશ્ચર્ય પામીને)

## श्लोक.

कांतेत्युत्पललोचनेतिविपुलश्रोणीभरेत्युसुकः ।
पीनोत्तुंगपयोधरेतिसुमुखांभोजेतिसुभ्रूरिति ॥
दृष्ट्वामाद्यतिमोदतेतिरमतेप्रस्तौतिजानन्नपि ।
प्रत्यक्षाशुचिपुत्तिकांस्त्रियमहोमोहस्यदुश्चेष्टितम् ॥

**અર્થ:**—પુરૂષ પ્રત્યક્ષ જાણે છે કે સ્ત્રિઓ અપવિત્ર વસ્તુની બનેલી છે. તો પણ તેને જોઇને ગાંડો બની જાય છે, ખુશી થાય છે રમે છે. હે ! ખુબસુરત હો! કમળનેણી, હે! મોટા નિતંબવાળી હો! પુષ્ટને ઉંચાં સ્તનવાળી હો! સારા મુખ કમળવાળી હો! સારી ભ્રકુટીવાળી એ રીતે ઉમંગથી વખાણે છે. અહા હા! મોહનું કેવું દુરાચરણ છે! વળી કહ્યું છે કે:—

## श्लोक.

श्रुताभवतितापायदृष्टाचोन्मादवर्द्धिनी ॥
स्पृष्टाभवतिमोहाय,सानामदयिताकथम् ॥

**અર્થ:**—જેના સાંભળવાથી તાપ ઉપન્ન થાય છે, જોવાથી ઉન્માદ ઉત્પન્ન થાય છે. અને સ્પર્શ કરવાથી મોહ ઉત્પન્ન થાય છે, તો તે સ્ત્રી પ્યારી કેમ કહેવાય?

ખાખીનાં વાકયો સાંભળી ચંદ્રસેન બોલ્યો. હે મહાત્મા પુરૂષ સ્ત્રીઓમાં જે સુખ પ્રાપ્ત થાય છે. તેવું સુખ સ્વર્ગમાં પણ પ્રાપ્ત થતું નથી. કહ્યું છે કે:—

**श्लोक.**

पिनस्तनीचंदनचार्चितांगी ।
विलोलनेत्रातरुणीसुकेशी ॥
नाऽऽलिंगिताप्रेमभरेणयेन
वृथागतंतस्यनरस्यजीवितम् ॥

**અર્થ:**—નેત્ર જેનાં ચપળ છે, સ્તન કઠણ છે, તેમજ જેનું અંગ ચંદનથી લેપાયેલું છે, એવી સારા કેશવાળી નવયોવન સ્રીને જેણે પ્રેમ સહિત આલિંગન દીધું નથી. તેનો જન્મ આ જગતને વિશે ફોકટ છે. એટલુંજ નહીં પણ,

**श्लोक.**

मत्तेभकुंभदलनेभुविसंतिशूराःकेचित्प्रचंडमृगराजवधेपिदक्षाः॥
किंतुब्रवीमिबलिनांपुरतःप्रसह्यकंदर्पदर्पदलनेविरलामनुष्याः॥

**અર્થ:**—મદોન્મત ગજેંદ્રના કુંભસ્થળને ફાડી નાખનારા પૃથિવ ઉપર કેટલાએક શૂરવીરો છે. તેમજ સિંહનો વધ કરનારામાં ચતુર એવા પુરૂષો પણ છે. પરંતુ બળવાનોની આગળ હું કહુંછું કે બળાત્કારથી કામનો ગર્વ ટાળવામાં વિરલ માણુસ હશે. કારણ કે:—

**श्लोक.**

विश्वामित्रपराशरप्रभृतयोवातांबुपर्णाशनास्तेपि ।
स्त्रीमुखपंकजंसुलालितंदृष्ट्वैवमोहंगताः ॥

शाल्पअंसघृतंपयोदधियुतंभुंजंतियेमानवा ।
स्तेषामिंद्रियनिग्रहोयदिभवेद्विंध्यस्तरेत्सागरम् ॥

**અર્થઃ—**પવન, પાણી, અને પાંદડાં ખાનારા વિશ્વામિત્ર, પરાસર વિગેરે રૂષીઓ પણ ખુબસુરત સ્ત્રીઓના મુખ રૂપી કમળ જોઇનેજ મોહ પામ્યા. ત્યારે ઘી, દહીં, દૂધ સહિત ચોખા ખાનારા જે લોકો તેઓ જો ઇંદ્રિઓનો નિગ્રહ કરી શકે તો વિંધ્યાચળ સમુદ્રને તરે.

## श्लोक.

सन्मार्गेतावदास्तेप्रभवतिसनरस्तावदेवेंद्रियाणां ।
लज्जांतावद्विधत्तेविनयमपिसमालंबतेतावदेव ॥
भ्रूचापाकृष्टमुक्ताःश्रवणपथगतानीलपक्ष्माणएते ।
यावल्लीलावतीनांनहृदिधृतिमुषोदृष्टिबाणाःपतंति ॥

**અર્થઃ—**પુરૂષ સારા મારગમાં ત્યાં સુધી રહે છે, તેમ ઈંદ્રિઓ પણ ત્યાં સુધી વશ રાખી શકે છે. શરમ પણ ત્યાં સુધી રાખે છે. વિવેકનો આશ્રય પણ ત્યાં સુધી રાખે છેકે જ્યાં સુધી ભ્રકુટી રૂપી ધનુષથી ખેંચીને મૂકેલાં કાન સુધી પહોચેલાં કાળી પાંપણરૂપી પાંખવાળા ધીરજતાનો નાશ કરનાર સ્ત્રીઓની દ્રષ્ટિરૂપી બાણ હૃદયમાં નથી વાગતાં ? વળી કહ્યું છે કેઃ—

## श्लोक.

उरसिनिपतितानांस्रस्तधम्मिल्लकानां ।

मुकुलितनयनानांकिंचिदुन्मीलितानाम् ॥
सुरतजनितखेदस्विन्नगंडस्थलीना ।
मधरमधुवधूनांभाग्यवंतःपिबंति ॥

અર્થઃ—જેના કેશ છુટા છે. આંખ્યો જરા વિંચેલી છે. તથા જરી ઉઘાડી છે. સંભોગથી ઉત્પન્ન થયેલા શ્રમને લીધે જેના ગાલમાં પરસેવો વળ્યો છે. એવી છાતી ઉપર પડેલી સ્ત્રીઓના અધરોષ્ટનો રસ ભાગ્યવાન હોય તેજ પીએ છે. વળી કહ્યું છેકેઃ—

श्लोक.

द्रष्टव्येषुकिमुत्तमंमृगदृशांप्रेमप्रसन्नंमुखं ।
घ्रातव्येष्वपिकिंतदास्यपवनःश्राव्येषुकिंतद्वचः ॥
किंस्वाद्येषुतदोष्टपल्लवरसःस्पृश्येषुकिंतत्तनु ।
ध्येयंकिंनवयौवनस्रुहृदयैःसर्वत्रतद्विभ्रमः ॥

અર્થઃ—જોવાલાયક પદાર્થોમાં ઉત્યમ શું ? મૃગ સરખી દ્રષ્ટિવાળી સ્ત્રીનું પ્રીતિવડે પ્રસન્ન મુખ જોવું તેજ. સુંઘવામાં ઉત્યમ શું ? સ્ત્રીના મુખનો માધુર્ય ભરેલો પવન. સાંભળવામાં ઉત્યમ શુ? સ્ત્રીનું વચન. સ્વાદિષ્ટ વસ્તુઓમાં વધારે સ્વાદવાળી કઇ વસ્તુ ? સ્ત્રીના ઓષ્ટ પલ્લવનો રસ. સ્પર્શ કરવામાં ઉત્યમ શું ? સ્ત્રીનું અંગ. ધ્યાન કરવા યોગ્યં શું ? સ્ત્રીનું નવિનયોવન અને સ્ત્રીઓના વિલાસ એ સર્વ રસિક પુરૂષોએ હમેશાં યાદ કરવા યોગ્ય છે.

ખાખી ચંદ્રસેનના શબ્દો સાંભળી સ્તબ્ધ થઈ મનમાં વિચાર કરવા લાગ્યો કેઃ—

श्लोक.

आवर्त्तःसंशयानामविनयभवनंपत्तनंसाहसानां
दोषाणांसन्निधानंकपटशतमयंक्षेत्रमप्रत्ययानाम्
स्वर्गद्वारस्यविघ्नंनरकपुरमुखंसर्वमायाकरंडं ।
स्त्रीयंत्रंकेनसृष्टंविषममृतमयंप्राणिनांमोहपाशम ॥

**અર્થ:**—સર્વ સંશયની ઘુમરી, અવિવેકાઇનું ઘર, સાહસનું શહેર, સર્વ દોષનો ભંડાર, અનેક કપટની મૂર્તિ, અવિશ્વાસનો આધાર, સ્વર્ગના બારણાનું વિઘ્ન, નરકની નગરીનુંદ્વાર, સર્વ માયાનો કરંડીઓ, પ્રાણીઓને મોહનો પાસ, અમૃત મિશ્રિત ઝેર રૂપ એવો સ્ત્રીરૂપી યંત્ર કોણે કર્યો હશે? (ચાસન) હો ભોળા માણુસ તું જેનાં વખાણ કરે છે. તે કેવું નિંદવા લાયક છે તે સાંભળઃ—

श्लोक.

स्तनौमांसग्रंथीकनककलशावित्युपमितौ ।
मुखंश्लेष्मागारंतदपीचशशांकेनतुलीनं ॥
स्त्रवन्मूत्राक्लिन्नंकरिवरशीरस्पर्द्धिजघनं ।
मुहुर्निंद्यरूपकविजनविशेषैर्गरुकृतम् ॥

**અર્થ:**—જે સ્તનો માંસના ગોળા છે; તેને હેમના કળસ બનાવ્યા; અને લાળ લીંટથી ભરેલું મુખ છે તેને ચંદ્રની સમાન બનાવ્યું; અને મળમૂત્રથી ભરેલ પેડુ તેગજ કટી પશ્ચાતભાગ તેને હાથીના કુંભસ્થળ સમાન બનાવ્યું; આવું ફરી ફરીને નિંદવાલાયક શરીર તેને કવિઓએ અતિશય સારૂં અને મોટું કહી બતા-

વ્યું છે. માટે હે અજ્ઞાની મુંઢ પુરૂપ તેમાં આશક થવા જેવું કાંઈ નથી. માટે આળપંપળ છોડી આપ અને ચાલ મારી સાથે. ચંદ્રસેન બોલ્યો, "મહારાજ આપ દયા રાખો કારણ કે પ્રાણ પ્યારી વિના મને કાંઇ પણ ગમતું નથી હું આ વખતે સઘળાં સુખ સંકટ સમાન સમજું છું. કહ્યું છેકે:—

**શાર્દૂલ વિક્રીડિત છંદ.**

લાગે સેજ ચિતા સમી સદન સૌ, શમૂશાન જેવું દિશે;
ભાસે રાન સમાન વસ્તી સઘળી, નિદ્રા ન આવે નિશે;
આવે તર્ક વિતર્ક કામ ન સુઝે, ખાવું પિવું ના ગમે;
હા! હા! વ્હાલિ વિયોગનો વખત આ પ્રાંણાંત જેવો મને

**વસંતતિલકા છંદ.**

મોટા વને વસવું ઘાતકિ પ્રાણિ સંગે,
આહાર કંદ મુળનો તરૂ છાલ અંગે;
સૂવું સદા કઠણ ઘાસ પથારિ માથે,
તે સર્વ સારૂં ગણું સુંદરી હોય સાથે.
રંગીન મ્હેલ વસવા પકવાન ખાવા,
પોશાક સુંદર સુગંધિ પાણિ નાવા;
સૂવા પલંગ ફુલ વેષ્ટિત કર્મ યોગે,
લાગે મને દુઃખદ પ્રાણપ્રિયા વિયોગે.
પ્રીતીનું સત્વ અમૃત તત્વ વાળો,
કે'તાં ભરાય મુખ રત્ન સમો રૂપાળો;
દ્વિવર્ણ કોમળ મનોહર સદ્ય સ્હેલો,
કોણે " પ્રિયા " રસિક શબ્દ હશે રચેલો.

હે પવિત્ર સાધુ આપ આપને રસ્તે ચાલ્યા જાવ. મને તમારૂં જ્ઞાન લાગશે નહીં. કારણ કે:—

## श्लोक.

**सतिप्रदीपेसत्यग्नौसत्सुतारारविंदुषु ॥**
**विनामेमृगशावाक्ष्यातमोभूतमिदंजगत् ॥**

**અર્થ:**—દીવો, અગ્નિ, તારા, સૂર્ય અને ચંદ્રના પ્રકાશછતાં પણ મૃગના બચ્ચાંના જેવી આંખવાળી સ્ત્રી વિના આ જગત મને અંધકારમય લાગે છે.

આ સાંભળી ખાખી બોલ્યો, અરે! ઓ અજ્ઞાની જડ મતિ જીવ, આ અસાર સંસારમાં સાર સમજી, નરકની નગરીનું દ્વાર દેખાડનારી પિશાચણી પ્રમદાના પંઝામાં પડી ફોકટ ફજેત શા માટે થાછ? અને ઈશ્વરને શામાટે નથી ભજતો?

## દોહરા.

પરલોકે સુખ પામવા, કર સારો સંકેત;
હજી બાજી છે હાથમાં, ચેત ચેત નર ચેત.
જોર કરીને જીતવું, ખરે ખરૂં રણ ખેત;
દુશ્મન છે તુજ દેહમાં, ચેત ચેત નર ચેત.
ગાફલ રહી ગમાર તું, ફોકટ થઇશ ફજેત;
હવે જરૂર હુશિયાર થઇ, ચેત ચેત નર ચેત.
તન ધન તે તારાં નથી, નથી પ્રિયા પરણેત;
પાછળ સૌ રહેશે પડયાં, ચેત ચેત નર ચેત.
પ્રાણ જશે જ્યાં પિંડથી, પિંડ ગણાશે પ્રેત;

માટીમાં માટી થશે, ચેત ચેત નર ચેત.
રહ્યા ન રાણા રાજીયા, સુરનર મુની સમેત;
તું તો તરણા તુલ્ય છે, ચેત ચેત નર ચેત.
રજકણ તારાં રખડશે, જેમ રખડતી રેત;
પછિ નરતન પામીશ કયાં, ચેત ચેત નર ચેત.
માટે મનમાં સમજીને, વિચારિને કર વેત;
કયાંથી આવ્યો કયાં જવું, ચેત ચેત નર ચેત.
(આટલું બોલી ખાખી ચાલ્યો ગયો)

---

## પ્રકરણ ૧૦ મું.

ચંદ્રકળાનું ભક્ષણ કરી તૃપ્ત થવાની જીજ્ઞાસાથી મઘ્ઘર તેણીને પગ પકડી પોતાના પેટમાં ઉતારી ગયો, ત્યારે તેના મનને નક્કી થયું કે હવે આ આયુષ્યનો અંત આવ્યો; કારણ કે આ વિકાળ કાળના મુખમાંથી આબાદ રહેવું ઘણું મુશ્કેલ છે. તોપણ કહેવત છેકે " મનુષ્ય પ્રયત્ન ઈશ્વરકૃપા " તો મારે પણ પ્રયત્ન કરવો જોઇએ; એમ ધારી ચંદ્રકળા હાથવતી મઘરનાં આંતરડાં તોડવા લાગી, પેટમાં પગ પછાડવા લાગી, અને તેનો પ્રાણ ગભરાટમાં પડવાથી આકુળવ્યાકુળ થઇ ઉછાળા મારવા લાગી. આમ થવાથી મઘ્ઘર મુઝાણો અને અતિશય પીડા પામવા લાગ્યો; જેથી તે પાણીમાં ટકી શકયો નહીં, એટલે તુર્તજ નાહોશ થઈ કિનારા ઉપર પડયો. આ વખતે શુરો ચંદ્રસેન પોતાની પ્યારીના વિયોગવડે

ઉત્પન્ન થયેલ શોકાગ્નિની જ્વાળાથી દગ્ધ થયેલો ખુલ્લું ખડ્ગ મ-સ્તક માથે મારી આયુષ્યનો અંત આણુવા ઇરાદો કરતો હતો તે-વામાં પેલો પાપી મઘર ચંદ્રકળાના ઉદ્દમાદથી અકળાઇને નિર્બળ થયેલો તેની દ્રષ્ટિએ પડયો. મદમસ્ત મઘર મરણતોલ થયેલો જોઇ ચંદ્રસેને તેને કતલ કરી નાખ્યો, અને ઉદર ચીરીને જુએ છે, તો શ્રો-ણિત વિગેરે મળમુત્રથી રગદોળાયેલી ચંદ્રકળા તેની દ્રષ્ટિએ પડી; પછી મરેલા મઘરના પેટમાં પડેલી ચંદ્રકળાને આસ્તે આસ્તે ઉપાડી લીધી. અને ઉછરંગમાં લઇ આસનાવાસના કરવા લાગ્યો. ઇશ્વ-ર ઇચ્છાથી બેશુદ્ધ બનેલી બાળા શુદ્ધીમાં આવી એટલે બન્નોએ ત્યાંથી ચાલી અન્યસ્થળ તરફ ગમન કરવા તૈયારી કરી. કેટલેએક દુર જતાં વિચિત્ર રંગની બહારવાળો અને પક્ષીઓના કોલાહલથી રમણ્ય લાગતો બાગ તેની દ્રષ્ટિએ પડયો. બાગના મધ્ય ભાગમાં એ-ક દેવાલય હતું. જેમાં ચંદ્રચુડામણી મહાદેવની મનહર મુર્તિ પ્રકાશ પામી રહી હતી. શિવાલયની આસપાસ જાઇ, જુઈ, મોગરો, માલ-તી, ગુલાબ, પારી જાત, બોરસલી, ચંપો, ચંબેલી, ડોલર, મરવો, કેતકી, ગુલહાવદી અને જાસુદ વિગેરે સુગંધી પુષ્પો ખીલી રહ્યાં હતાં; તેથી તે દેવાલય કૈલાસપુરી સમાન સુશોભિત દેખાતું હતું. ચંદ્રસેન અને ચંદ્રકળા પણ ચાલી ચાલીને થાકી ગયેલાં હોવા-થી ત્યાંજ ઉતરી પડયાં, થોડીવાર પછી થાક ઉતર્યો. એટલે ચંદ્રસે-ન શંકર સમિપે કર સંપુટ કરીને સ્તુતિ કરવા લાગ્યો.

**ઠુમરી.**

(રથપેં જદુનંદન આવત હે ) એ રાગ.

મુજ રંક પરેં કરૂણાજ કરી;

શિવ સંકટ સર્વ લિઓને હરી. ટેક.
તમે દાસતણાં સદા કામ કરો,
આવે શર્ણું તેને લિલા લે'ર કરો. મુજરંક.
મારૂ ચિત્ત ચોટયું તવ ચર્ણું વિશે,
નહીં અન્ય કો મારગ મુને દિશે. મુજરંક.
છો ભક્ત તણા પ્રતિ પાળ તમે,
અતિ અપરાધી તો છૈએ અમે. મુજરંક.
કરી મે'ર પાપ નિવાર્ણું કરો,
હોય દોષ તે મારો માફ્ કરો. મુજરંક.
તમે શિવ દયાળુ છોજ અતિ,
કહે સુંદરજી કરીને વિનતી. મુજરંક.

### ભુજંગી છંદ.

અહો ઇશ હું આપને પાય લાગું,
કરી ભકિત તારિ સદા મુકિત માગું;
નહીં અન્ય કો મુજને વસ્તુ પ્યારી,
દિઓ ભકિત શંભૂ સદાયે તમારી.
સહુ દેવના દેવ તું દેવ મોટો,
કરે ભકિત તારી ન રે કાંઈ ટોટો;
ભજે ભાવથી આપને જગ્ત સારી,
દિઓ ભકિત શંભૂ સદાયે તમારી.
પુરા પ્રેમથી જે કરે તૂજ શેવા,
મળે તેહને તો સદા મિષ્ટ મેવા
વળી પાપના પુંજ નાખો વિદારી,

દિઓ ભકિત શંભૂ સદાયે તમારી.
દયા લાવિને દાસનાં દુઃખ કાપો,
અહો નીશ ભોળા તમે સૂખ આપો;
છબી આપની મૂજને ખૂબ પ્યારી,
દિઓ ભકિત શંભૂ સદાયે તમારી.

### દોહરો.

શેવા કરતાં શીવની, ઉપજે અતિ ઉલ્હાસ;
સુંદરજી સાચું કહે, અંત મળે કૈલાસ.

આવી રીતે શંકર સ્તુતિ કરી રહ્યા બાદ ચંદ્રસેન ઉપવનમાંથી ફળફુલ વિગેરે કંદમુળ લાવ્યો, અને પોતાની પ્રિયા સહવર્તમાન એક વૃક્ષ તળે બેસી આરોગવા વિચાર કરતો હતો, તેવામાં કેટલાએક ઘોડેસ્વારો તેની દ્રષ્ટિએ પડયા. આ સઘળા સ્વારો કાંચનપુરનાજ રહેવાશી હતા, જેથી ચંદ્રસેને તેઓને ઓળખ્યા એટલે તુર્તજ પાસે જઇ પુછવા લાગ્યો. ભાઇઓ તમે કોણ છો, અને કયાં જાઓ છો? (ચંદ્રસેનને ઓળખ્યા પછી સ્વારો આશ્ચર્ય પામીને) અરે! આપ આંહીં કયાંથી ? અમે આપને શોધવા સારૂ નીકળ્યા છીએ; અમો તો વનોવન અને ગિરિ ગુફાઓ ભાટકી ભાટકીને થાકી ગયા. તોપણ તમારો પત્તો કયાંઇ લાગ્યો નહીં એટલે નિરાશ થઇ પાછા કાંચનપુર જતા હતા; પણ ઠીક થયું કે આપ આંહીં મળ્યા; હવે ચાલો જલદી જઈએ. કારણ કે પ્રધાનજી સાહેબ વિગેરે ( નિતિસાગર વિગેરે ) આપના વિયોગવડે અતિશય પીડા પામે છે; તેઓ તમો જુદા પડયા પછી ખાતા પીતા પણ નથી. અને આપનું સ્મરણ કરી ઝુરી ઝુરી દિવસો નિર્ગમન

કરે છે. ચંદ્રસેન બોલ્યો; તેઓ છે તો કુશળ ? સ્વારો બોલ્યા; હા સાહેબ છે તો કુશળ પણ આપ વિના અતિશય આક્રંદ કરે છે. માટે હવે આપ સત્વર ચાલો તો ઠીક. ચંદ્રસેન પોતાના પુજ્ય પિતા માતાના કુશળ સમાચાર સાંભળી ખુબ ખુશી થયો, અને સિપાઇઓને શાબાશી આપવા લાગ્યો; પછી તેઓ સઘળા ત્યાંથી ચાલી કાંચનપુર ગયા. ચંદ્રસેનને ચંદ્રકળાને જોઇ નિતીસાગર ગુણસુંદરી વિગેરે તમામ માણસો ખુશી થવા લાગ્યાં. પુત્ર વિયોગવડે દુઃખ દરિઆમાં ડુબેલો નિતીસાગર પોતાના પ્રિય પુત્રને હૃદયસાથે ચાંપી ચુંમ્બન કરવા લાગ્યો. ગુણસુંદરી ચંદ્રકળાને ભેટી પડી, અને વારંવાર છાતીસાથે ચાંપી ખુશી થવા લાગી. આ વખતે સઘળાં માણસોનાં હૃદય હર્ષાનંદમાં મગ્ન થઇ ગયાં હતાં. અને એક બીજા અરસ પરસ ચંદ્રસેનની બહાદુરીની વાતો કરી વખાણ કરતા હતા. પછી નિતીસાગરે પોતાના પ્રાણાધિક પુત્રને આવાં અસહ્ય સંકટોથી આબાદ રહેલો જોઇ કેટલાંએક કંગાલ માણસોને અન્ન વસ્ત્રાદિ આપી સંતુષ્ટ કર્યાં; અને ચંદ્રસેનને શોધી લાવનાર સિપાઇઓને કેટલુંએક ઇનામ આપી ખુશી કર્યા; એટલુંજ નહીં પણું જેઓ નિરાધાર અપંગ પ્રાણીઓ અન્ન વસ્ત્રોની વ્યાધિવડે દુર્દશામાં દિવસો નિર્ગમન કરતા હતા. તેઓને જીંદગીપર્યંત પાલણપોષણ કરવાનો બંદોબસ્ત કરી અભયદાન આપી નિર્ભય કર્યા. નિતીસાગર, ગુણસુંદરી, ચંદ્રસેન અને ચંદ્રકળા ધર્મ નિતીના પ્રભાપોતાના દિવસો પરમાંનંદમાં નિર્ગમન કરવા લાગ્યાં.

**"ધર્મોજયતિ"**

ઇતિશ્રી સુંદરજી પુંજાભાઈ વિરચિત ચંદ્રસેન અને ચંદ્રકળાનુ આખ્યાન સમાપ્ત.

# અવલથી ગ્રાહક થઇ આશ્રય આપનાર સાહેબોનાં મુબારક નામ.

## ભુજનગર

૨૦ મહારાજા ધીરાજ મીરઝાંમહારાઓ શ્રી સર સવાઈ બહાદુર ખેંગારજી સાહેબ

## ધ્રાંગધરા.

૧૫ રા. રા. જમનાદાસ વિ. પોપટભાઇ
૨૫ રા. સોની લીલાધર ગોરધન
૨૦ મી. જગન્નાથ દયારામ મેહેતા
૫ રા. ત્રીભોવન લલ્લુભાઇ
૫ રા. જમીયતરામ દેવશંકર મહેતા
૨ રા. માણેકલાલ છગનલાલ વ્યાસ
૨ જમાદાર લાડભાઇ દાદમાંહમદ
૨ ઠકર લવજી ડાહ્યાભાઈ સ્કોલર
૨ દવે કાનજી પ્રભાશંકર
૨ મી. નથુભાઇ ફુલશંકર
૨ ભટ કેશવલાલ રેવાશંકર
૨ મી. કરસન શામજી
૨ પા. દેવશી કાનજી
૧ વૈદ્ય હેમરાજ હરીભાઇ
૧ સોની જીવણલાલ જુઠાભાઈ
૧ સોની ગોરધન નથુભઇ
૧ પંચકોસી ફોજદાર જેઠાલાલભાઇ બાપાલાલ
૧ રા. મુળજીભાઈ છગનભાઇ
૧ જોસી જીવણલાલ ખુશાલદાસ
૧ દવે મહાવિશ્નુ જગન્નાથ
૧ મેહેતા વિઠલદાસ મોનદાસ
૧ મી. મણીશંકર કલ્યાણજી શે. ઓ.કા

૧ વકીલ કાળીદાસ હરજીવન
૧ વકીલ હરીવલ્લભ કાસીરાંમ
૧ વકીલ અમૃતલાલ કેશવલાલ
૧ વકીલ પોપટલાલ ડામરભાઈ
૧ વકીલ હરચંદ કાળીદાસ
૧ વકીલ સુંદરદાસ વેણીદાસ
૧ વકીલ ગોવિંદજી હરજીવન
૧ સા. કાળીદાસ દેવચંદ
૧ પા. વ્રજલાલ દામોદરદાસ
૧ મી. ચકુભાઇ દુર્લભજીભાઈ
૧ વોરા ભાઇચંદ ઝવેરભાઈ
૧ ભટ આદિતરામ ઉમાશંકર
૧ જોશી ભાઈલાલ માવજી
૧ જોશી મોરારજી ખુશાલ
૧ મી. ઓધડલાલ રામકૃષ્ણ
૧ મહેતા અમૃતલાલ મેઘજીભાઈ
૧ સા. ઉજમશી ધારશી
૧ ભટ જગન્નાથ મુળજી
૧ મહેતા રામચંદ્ર લક્ષ્મીદાસ
૧ બાગવાન ઉમર રેમુ
૧ પારેખ વલ્લભચંદ ઝવેર

૧ મી. કેશવલાલ લક્ષ્મીશંકર
૧ જોશી ઈશ્વરલાલ ગીરધર
૧ જાની પીતાંબર જેકરસન
૧ મગન દેવજી એજાર પો.પ.
૧ ઓઝા ઓઘડલાલ ભગવાનજી
૧ ઠકર દયારામ માલજી
૧ પાઠક પ્રભાશંકર પુરૂષોતમ
૧ શેખ નથુ દાદાભાઇ
૧ ખુટલેલ અમી નથુભાઈ
૧ શેઠ પીર મહમદ નુર મહમદ
૧ ખુરેશી જામવલીભાઇ વઢવાણ
૧ જરીપ આણંદજી જીવરામ
૧ પારેખ પોપટ મહાદેવ
૧ સા. ફુલચંદ કુવરજી
૧ ઠકર ખુશાલ હીરજી
૧ ઓઝા પોપટ પ્રભાશંકર
૧ પટેલ ઝવેરભાઈ જીવાભાઇ
૧ દવે શંકરલાલ અંબારામ
૧ મી. હેતરામ ભુખણ
૧ સા. અમુલખ માણેકચંદ
૧ ગાંધી સુખલાલ કસ્તુર

૧ ઠકર વિઠલ ભગવાનજી જીવા પો. ૫.
૧ સોની ખીમચંદ ઓધાભાઇ
૧ ઠકર કુબેર ત્રીકમ
૧ પારેખ ભગવાનજી હરજીવન
૧ ઓઝા કાનજી પ્રભાશંકર
૧ મેતા ભોલા વીઠલ
૧ સોની માવજી મોતી
૧ ગઢવી હલુ ઠાકરશી
૧ ખવાસ ગલુ બેચર
૧ ગઢવી બેચર પુંજા
૧ સોની પોપટ જુઠા
૧ દવે દયાશંકર વિશ્વનાથ
૧ સા. લાલચંદ કલ્યાણજી
૧ મણીઆર મગનલાલ મોતી

### અમદાવાદ.

૨૦ રા. રા. મીસ્તર એમ. ટી.

### વડોદરા.

૫ આ.મે.રા.બ. મણીભાઇ જસભાઈ
૧ ઠકર જાદવજી હીરજી ..

### ભાવનગર બંદર.

૫ રા. રા. પ્રભાશંકરભાઇ ગવરીશંકર
તથા વિજયશંકર ગવરીશંકર
૧ રા. પ્રભાશંકર લાલજી જોશી

### પાળીયાદ.

૫ રા.રા. ડૉક્ટર મણીશંકર જગન્નાથ

### રાજકોટ.

૪૧ રાજકુમાર કોલેજમાંથી માસ્તર ગોવીંદજી માવજી મારફત
૫ મહારાજા ઑફ્ કોલાપુર
૩ કુમાર શ્રી શીવસિંહજી મુંડેટી
૩ કુમાર શ્રી સુળુવાળા જેતપુર
૨ કુમાર શ્રી બાવાવાળા વડીઆ
૨ રાજ સાહેબ ઑફ્ વાંકાનેર
૨ કુમાર શ્રી રામસીંહજી નાંદોદ
૨ કુમાર શ્રી કીરીટ સિંહજી ,,

૨ કુમાર શ્રી વિજય સિંહજી પોરબંદર
૨ કુમાર શ્રી લખુભા જામનગર
૨ કુમાર શ્રી અખેરાજજી વળા
૨ કુમાર શ્રી ગીગાવાળા બગસરા
૨ કુમાર શ્રી બાલુભા ગોંડલ
૨ કુમાર શ્રી ભાઉભા ,,
૧ કુમારશ્રી નરસંગ સિંહજી નાંદોદ
૧ કુમારશ્રી દિગવિજય સિંહજી ,,
૧ કુમારશ્રી રાણીંગ ખાચર જસદણ
૧ કુમાર શ્રી પમ ખાચર ,,
૧ કુમારશ્રી રાવત ખાચર ,,
૧ કુમારશ્રી ગંભીર સિંહજી પેથાપુર
૧ કુમારશ્રી તખ્તસિંહજી વાસણા
૧ કુમારશ્રી મુળુવાજી કોટડા
૧ કુમારશ્રીવજેસિંહજી લાઠી
૧ ,, હમીર સિંહજી વીરપુર
૫ મે. સા. શેઠ કુંવરજી કોયાજી
૧ ભાઇ મોરાજી દેવજી
૧ ભાઇ દેવશી લાધાભાઇ
૧ ભાઇ દામોદર લાધાભાઇ
૧ ભાઈ ડાહ્યા દેવજી

૧ ભાઇ રામજી દેવજી
૧૧ રા. રા. માનશંકર ગણેસજી મારફત
૨ સુનીતિવિદ્યોદય સોસાઇટીના પ્રેસીડેન્ટ સાહેબ દુર્લભજી જટાશંકર મંકોડી
૧ સુ. વિ. સો. ના સેક્રટેરી સાહેબ અંબાશંકર જીવાભાઈ ઘોલકીયા
૨ માનશંકર ગણેસજી અંજારીઆ
૧ સુ. વિ. સો. ની મેનેજીંગ ક. ના મેમ્બર છગનલાલ જટાશંકરમંકોડી
૧ સુ. વિ. સો. નીમે. ક. ના મેમ્બર ઉમેદલાલ ઉમયાશંકર ઘોળકીયા
૧ સુ. વિ. સો. નીમે. ક. ના મેમ્બર મહાશંકર જમીયતરામ છાયા
૧ સુ. વિ. સો. ના મેમ્બરસાહેબ પ્રેમશંકર શંભુશંકર ઘોળકીયા
૧ સુ. વિ. સો. નામેમ્બરસાહેબ છેલશંકર લક્ષ્મિશંકર ઘોળકીયા
૧ સુ. વિ. સો. નામેમ્બરસાહેબ રણછોડલાલ દુર્ગાશંકર વસાવડા
૧ રા. રા. વકીલ ગોરધનદાસ લાધાભાઈ

૧ શેખ હુસેનભાઇ ખુદાબખ્સ
૧ ઠકર રણછોડલાલ ગીગાભાઇ
૧ ઠકર ડાહ્યા હંસરાજ
૧ ઠકર માધવજી હંસરાજ
૧ મી. દુર્લભજી જાદવજી
૫ ઠકર તળસી સવજી મારફત
  ૨ ઠકર તળસી સવજી
  ૧ ઠકર વીઠલ કાનજી
  ૧ ઠકર દયાળજી ઓધવજી
  ૧ ઠકર ખોડા નાગજી
૧ મી. હરીભાઇ સવજીભાઇ
૧ મી. કરસન રવજીભાઈ
૧૯ ટ્રેનીંગકોલેજ માંથી મી. જગન્નાથ દ-યારામ મારફત ·
  ૧ સ્કોલર જીવણરામ ત્રીભોવન
  ૧ ,, મણીશંકર નાનજી
  ૧ ,, ત્રીભોવનદાસ બેચર
  ૧ ,, મોહનલાલ જીવન
  ૧ ,, બકોર જયશંકર
  ૧ ,, પ્રભાશંકર બેચર
  ૧ ,, પુરશોતમ કેશવજી
  ૧ સ્કોલર જટાશંકર જગજીવન
  ૧ ,, પ્રભાશંકર મયાશંકર
  ૧ ,, રૂગનાથજી ભાઈજી
  ૧ ,, રામદાસ હરીદાસ
  ૧ ,, મુળશંકર ચતુર્ભુજ
  ૧ ,, જટાશંકર વલભરામ
  ૧ ,, ભાઇલાલ મોહનલાલ
  ૧ ,, લક્ષ્મિચંદ હેમશી
  ૧ ,, દેવજી માધવજી
  ૧ ,, મોહનલાલ ઉમેદચંદ
  ૧ ,, કરૂણાશંકર મકનજી
  ૧ ,, મનજી વશરામ

**વઢવાણ સીવીલસ્ટેશન.**

૨ રા. રા. ઠકર મુળજી હંસરાજ સી. સ્ટે. થા. ના સીરસ્તેદાર
૧૧ રા. ભગવાનજી કેશવજી મારફત
  ૧ કુમાર શ્રી તખ્તસિંહજી ભગવતસિંહજી વેળાવદર
  ૧ કુમાર શ્રી હરીસિંહજી ગજસિંહજી ભડકવા

૧ કુમારશ્રી અમરાવાળા કોટડા પીઠા
૧ કુમારશ્રી જામસિંહજી વણા
૧ કુમારશ્રી કેસરીસિંહજી દજુભા પં. ચાશીયા
૧ કુમારશ્રી જસવતસિંહજી લાઠી
૧ કુમારશ્રી ગુમાનસિંહજી રાજપુરા
૧ કુમારશ્રી ખાચર જેઠસુર માણસુર આનંદપુર
૧ કુમારશ્રી ખુમાનસિંહજી છોટાઉદેપુર
૧ વ્યાસ જગન્નાથ અંબારામ વ.સી.
૧ પંડયા. જટાશંકર ભગવાનજી કીડી
૧ રાણાશ્રી પ્રતાપસિંહજી જેસિંહજી કીડી
૧ ભાઈ ચતુર કલ્યાણજી પો. પ. કીડી
૧ પીરભાઈ જમાલભાઇ કીડી

## જામનગર.

૧૩ ગોસાંઈકરસનગરજી મનોરગરજી મારફત.
૧ ગોસાંઈ કરસનગરજી મનોરગરજી
૧ કંદોઈ મુળજી કલ્યાણજી
૧ ગોસાંઈ મોતીગરજી પીતાંબરગરજી
૧ પટણી જમાદાર નથુમીંરાંજી
૧ દવે કરૂણાશંકર મુળશંકર
૧ ઠકર ભના પરશોતમ
૧ શેઠ મોનજી મદનજી
૧ ભાવસાર નારણજી મકનજી
૧ ખવાસ પ્રાગજી કેસા
૧ હસન અલીભાઇ
૧ વાઢેર ભોજરાજ બાપુભાઇ
૧ જોશી ઘેલુ દામોદર
૧ ગોસાંઈ જગદીશગરજી પ્રતાપગરજી

## રાધનપુર.

૭ રા. રા.જમનાંલાલજગજીવનદાસ મા.
૩ રા. રા. જમનાલાલ જગજીવનદાસ
૧ ઠાકોર ચંદુલાલ હરીલાલભાઇ
૧,, શીવલાલ ખુશાલભાઇ
૧ ,, રામલાલ ઝવેરભાઈ
૧ પટેલ બાબરભાઇ ભુલાભાઇ
૬ પુરાણી મહાવિશ્નુ જગન્નાથ મા.

૧ રા રા. નંદકીસોરલાલ બળરામ
૧ ,, તબોળી પ્રભુલાલરામચંદ્રભાઇ
૧ ,, માધવલાલ રઘુભાઇ
૧ ” દોલતસિંહજી કારકુન
૧ ,, હકીમજી રામચંદ્રભાઇ લક્ષ્મી-
ચંદભાઈ
૧ સોની નાનચંદ પુરૂષોતમ

## ધોલેરા બંદર.

૧૦ રા રા. છગનભાઈ ગલુભાઇ મા.
૧ છગનભાઇ ગલુભાઈ
૧ બુકશેલર બાપુ નારાણ
૧ ઠક્કર હેમરાજ ગોકળભાઈ
૧ સુકલ અંબાલાલ કલ્યાણજી
૧ શા. અમૃતલાલ કુબેરદાસ
૧ શા. મનોર મોતી
૧ ઠકર રામજી વશરામ
૧ પારેખ ઉજમશી ગોપાળદાસ
૧ વૈદ્ય કુબેરદાસ દોલતરામ
૧ પંચોળી લીલાધર ભગવાનજી

## જેતપુર.

૬ આ. મે. પુર્વ થા. રેવાશંકરભાઇ મા-
૧ રા રા. રેવાશંકરભાઈ હીરાચંદભાઇ
૧ વેજલપર પો. પ. ગોવીંદરામ નથુ
૧ રા. કુસળચંદ અંદરજી કારકુન
૧ કુમાર શ્રી હરીસિંહજી લાકડીઆ-
વાળા
૧ રાણા શ્રી સરદારસિંહજી મેરામ-
ણજી.
૧ જુઠા અંદરજી ગાળા. પો. પ.

## સોથા

૫ રા રા. સુંદરજી ત્રીભોવન મા.
૧ સુંદરજી ત્રીભોવન
૧ ગુલાબચંદ લક્ષ્મીચંદ
૧ મોરારજી આત્મારામ
૧ માધવજી ગોબર
૧ મહાદેવ પ્રભુરામ

## મેથાણ.

૧ રાણા શ્રી સરદારસિંહજી

૨ પંચોળી કાનજી કેશવરામ
૧ શા. વીરચંદ પ્રાગજી
૧ દોસી નાગર હરીભાઇ

**કટુડા.**

૧ શા. લક્ષ્મીચંદ મલુકચંદ
૧ મોરારજી જસરાજ

**સાણંદ.**

૬ રા. રા. મંગળદાસ દેવકરણભાઈ મા.
 ૩ રા. રા. મંગળદાસ દેવકરણભાઇ
 ૧ રા. ડુગરસી પાનાચંદ
 ૧ પટેલ ગુલાબચંદ ભાઈજીદાસ
 ૧ વાઘેલા ચેલાજી જગુજી

**હલવદ.**

૧ રા. રા. પીતાંબરદાસ કીપાશંકર
૧ રા. રા. પ્રભાશંકર રતનજી

**બજાણા**

૬ રા. રા. માધવજી લખુભાઈ મા.
 ૧ માધવજી લખુભાઈ
 ૧ શા. હઠીસંગ નગીનદાસ
 ૧ શા. દેવચંદ માધવજી કચોળીઆ
 ૧ ઠકર ભગવાન લાલજી ”
 ૧ મોદી અંબારામ ડોસા ”
 ૧ સીપાઇ ચાંદા કમા બજાણા
૬ ઠકર ડાયા લાલા મા.
 ૧ ઠકર ડાયા લાલા
 ૧ મલેક ઉમરખાન જેઠાજી
 ૧ પુજારા રણછોડ જીવણ
 ૧ ચોબદાર આલમ મુસા
 ૧ મોચી વશરામ કુબેર
 ૧ લંઘા હાલા જસા

**મોરબી**

૧ નાનચંદ હરજીવન ટોળીઆ
૧ મહેતા શામળજી પોપટ
૧ કોઠારી જમનાદાસ ગોકળદાસ
૧ ઓઝા માહાદેવ ઇશ્વર

**વિરમગામ**

૧ છોટાલાલ જીવરામ દવે પ્રાં. સ્ટે. એ-
 ન્જીનડ્રાઈવર

# जाहेरखबर.

સરવે સુશિલ સદ્‌ગૃહસ્થોને સુચના આપવાની કે નિચે લખેલાં તકો ધ્રાંગધરામાં મારે ત્યાંથી અને રાજકોટમાં ઠકર મોરારજી દેવ-ા ત્યાંથી મળશે. માટે જેઓને જોઈએ, તેઓએ પૈસા અવલ-મોકલીને યાને વેલ્યુપેબલ પાર્સલથી મંગાવવાં.

સુબોધ ગાયન કિમ્મત ૧ આનો.

વ્યભિચાર દુ:ખદર્શક નાટક કિમ્મત ૬ આના.

ચંદ્રસેન અને ચંદ્રકળાનું આખ્યાન કિમ્મત ૮ આના

(દરેકનું પોષ્ટેજ જુદું સમજવું)

લી. ઠકર. સુંદરજી પુંજાભાઈ

ગ્રંથ કર્ત્તા

# नवी जाहेर खबर.

**कमळा कुमारी अने सूर्यसिंहनु चमत्कारी चारित्र**

ાત અવલથી ગ્રાહક થનાર સાહેબો પાસેથી બારઆના પાછળ-ાવારૂપીયો; વિશેષ હકિકત હેન્ડબીલમાં આપીશું.

લી० ઠકર. સુંદરજી પુંજાભાઈ.

પુસ્તક રચનાર.

